# વિલાસ સુંદરી

અને

# અદ્ભુત જાદુનો પલંગ

ભાગ ૪ થો.

છપાવી પ્રસિદ્ધ કર્તા

મહાદેવ રામચંદ્ર જાગુષ્ટે-બુકસેલર.

ત્રણ દરવાજા—અમદાવાદ.

અમદાવાદ-પીરમ.સ.ના રોજાપાસે "શ્રી સત્ય સાગર" પ્રીન્ટીંગ
પ્રેસમાં પટેલ પોચાભાઈ ચકુભાઈએ છાપ્યું.

આવૃતી ૨ જી સને ૧૯૧૭ પ્રત ૨૦૦૦

કીંમત ૦—૧૨—૦

# વિલાસ સુંદરી.

અને

## અદ્ભુત જાદુનો પલંગ.



### ભાગ ચોથો—તિલસ્માતી મ્હેલ.

દક્ષીણ સાગરમાં આવેલા કાળા પર્વત્તની અંદર ગુણનીધી, કળાસુરી અને રમા, એ ત્રણે મંગળ મુર્તિઓ અલોપ થઈ ગઇઓ છે. તે તું વાંચક ! પહેલા ભાગમાં વાંચી જયો છે.

પોતાના પ્રાણને બચાવનાર પ્રાણરક્ષક ગુણનીધીની શોધ માં નીકળેલી કોકીલા ભટકતી ભટકતી અનેક સંકટો સેવતી અને અનેક કાર્યમાં જય મેળવતી, શોરંગા સાથે અજય કુમારીના રથમાં બેસીને જે પર્વતમાં ગુણનીધી, કળાસુરી અને રમા ગુમ થયેલા છે, તેની શોધ સારૂં તે પર્વત પર ઉતરીઓ, તે તું વાંચક ! ! બીજા ભાગમાં વાંચી જયો છે.

શ્રીનગરમાં આવતાં કોકીલાએ કાક રૂપ ધારણ કરીને, શ્રીદેવીની સમસ્યા પુર્ણ કરીને વરી તથા પોતાના પ્રેમની પરીક્ષા આપી શ્રીદેવીના પ્રેમની પરીક્ષા લેવા માટે કોકીલા શ્રીદેવીને જંગલમાં એકલી છોડીને ચાલી ગઈ. તે કોકરૂપી

કોકીલાની શોધમાં નીકળેલી શ્રીદેવી માગધદેશમાં આવીને તે દેશના મહામંત્રીને માર્યો, તેજ વખતે કાળા પરવતને ઠેકાણે તીલસ્માતિ મહેલ બની ગયો હતો તે તું વાંચક ! ? ત્રીજા ભાગમાં વાંચી ગયો છે.

પ્રિય વાંચક ! ! આગલી વાત તારા ધ્યાનમાંથી ખસી ગઇ હોય. તેના સ્મરણાર્થે ઉપલી હકીકત તને બીજી વાર વિદિત કરી છે.

પ્રિય વાંચક ! ! હવે હું તને તીલસ્માતિ મહેલ પાસે લઇ જઇને ઉભો કરૂં છું. તે મહેલ અંદર અને તેની બહાર શું શું ચમત્કારો બને છે? તે તું એક નજરે નિહાળજે.

રાત ભયાનક. અંધકાર તથા પ્રચંડવાયુના ઉગ્ર વહનથી મોટામાં મોટાં જુનાં વૃક્ષોની ભારીમાં ભારી ડાળીઓ પણ ફડ ફડતી હતી, જેથી એક બીજી સાથે અફળાઇ અફળાઇને ભડા ભડ ભાગી પડતી હતી. કૃષ્ણપક્ષ અને અમાવાસ્યાના સબબે આકાશના નિશારત્નરૂપી શુકલપક્ષનો ખુદરતી દીપક પણ પોતાના ઘરમાં સ્વસ્થે સુઇ રહેવાથી, નાનાં નક્ષત્રો પણ પુર્ણ પ્રકાશે પ્રજળી રહ્યાં હતાં નુતન કુમારીકાએ ઓઢેલી લીલા રંગની ઓઢણી ઉપર ઉઠેલી ભાતમાં જડેલા આભલાંની પેઠે આભના આભલાં પણ અતિ નોતમ શોભાથી નેત્રને સુખ આપી રહ્યાં હતાં મારૂત મહારાજ, આ વખતે સજ થઇ પોતાની સ્વારીને સંસ્થાન તરફ સ્વસ્થતા

માટે ફેરવતા હોવાથી, રાત્રસારીના દોડાદોડની ધામધુમથી ત્રાસીને આસન તરફ ઉતાવળે ઉડી જતા હોવાથી, તેમના વેગના તીક્ષણ પ્રવાહના શારિરીક સ્પર્શથી સ્પષ્ટ જણાઇ આવતું હતું. આ ઠંડા અને ફરેલા વાયુથી અર્ધ રાત્રિઉપરનો સમય વહી ગયો છે. એમ તો એક અજ્ઞાન પણ જાણી લેય

એ અરસામાં અમારા ચાલુ વિષયને દઢ કરવા ખાતર તીલસ્માતિ મહેલમાંથી અકસ્માત બાર ઘંટાના ઠોકા પડતા બહાર સંભળાયા તેનો અવાજ વાયુના વેગથી ચોતરફ ફેલાયો.

આ તીલસ્માતિ મહેલમાં દાખલ થવાના દરવાજાની આગળ એક ટેબલ ગોઠવવામાં આવ્યું હતું, અને તે ટેબલના મધ્યભાગની વચમાં એક સુવેલા માણસનું માથું મુકવામાં આવ્યું હતું. છતાં તે માથું જીવતા માણસનું કેમ ન હોય ? તેની સાક્ષી તેની આંખો આંપી રહી હતી.

આવા સમયમાં ભયંકર અને નિર્જન વનની અલૌકિક લીલાનો અનુભવ લઇ રહેલી કોકિલા, ધીમે સ્વરેથી શ્રીરંગા પ્રત્યે કહેવા લાગી કે, “ હે બેન ! ! જે પ્રાણુને આ પ્રાણાર્પણ કરેલ છે, જે પ્રાણુને સારૂ આ દેહના રંગ રૂપ તથા સુખ શાંતિની આહુતી આપી છે. તે પ્રાણ, પ્રાણુથી પણ પુર્ણ પ્યારો પ્રાણુ. આ તીલસ્માતિ તંત્ર ખાનામાં કેદ પડયો છે.

હાય તે મન ભમરને આ તીલસ્માતિ તંત્રખાનામાં કેદ થયેલો જાણીને મારા હૃદયના ચુરેચુરા થઇ જાય છે. તે ને-

ત્રરૂપ નક્ષત્રનાં દર્શન વગર આ જીવિત વૃથા છે. હાય ! ! ! આ સંસાર રૂપી સાગરમાં ‘ પ્રેમરૂપી નાવથી પાર પાડનાર પવિત્ર પ્રેમી ગુણનિધીરૂપી નાયક વગર બીજો કોણ છે.

કોકિલાનાં કુણા કુણા પણ દુઃખમય શબ્દો સાંભળતાંજ શ્રીરંગાનાં ચર્મચક્ષુઓમાંથી દુઃખાશ્રૂના બિંદુ ગળવા લાગ્યા; અને ગદગદિત ગળે કહેવા લાગી કે, ‘હે સખી ! નાસ્તિક તથા અભિમાનીના અહંકારને ઉતારી પાડનાર હે દેવી ! તેં મનુષ્યાવતારમાં દેહ ધારણ કર્યો છતાં તારાં લક્ષણો સંસ્કૃતના સુર મનુષ્યો ( દેવતાઓ ) જેવાં દેખાય છે. છતાં તું આક્રંદ કેમ કરે છે? તું જાણે છે કે, જે સાધ્વીઓ પોતાના મનરૂપી ભ્રમરને પોતાના પ્રાણથી પ્યારા પ્રાણપતિના ચરણ કમલમાં અર્પણ કરે છે, અને પોતાના દેહરૂપી સ્થાનમાં બેસારી શકવાની શકિત ધરાવે છે. તેણી શું આ તીલસ્માતિ તાબુતમાંથી છોડાવી શકશે નહિ ? જે સ્ત્રીઓ પોતાના મનરૂપી ભંગને પોતાના પ્રાણપતિના ચરણકમલને અર્પણ કરતી નથી, અને અન્ય સ્થળે તેને ભમાવે છે, તે ભામિનીનું જીવતર વૃથા છે. એટલુંજ નહિ, પણ તેણીનો સંસાર શુન્ય શબવત્ છે; અને તે છતી આંખે અંધ છે, એવાં ભયંકર પાપોથી તથા પતિ છતે અનેક પરપુરૂષોને ભોગવવાથી ભવોભવ તેણી ભુતડી, કુતરી, ભ્રમરાળી, વંઝા અને વિધવા થાય છે. હે સખી ! તું ચતુર છે, ગુણાગુણનો ભેદ જાણનારી છે. જે શકિતથી તેં

મારા પિતાને વશ્ય કર્યો, અજબકુમારીનો અહંકારછે દયો તથા શ્રીદેવીને વરી તે અદભુત શકિતવડે આ તીલસ્માતિ તંત્રખાનાને તોડી નાંખવાને ધૈર્યરૂપી ઢાલને ધારણ કરીને આતળ વધ. જેથીજ જરૂર તારો જય છે. તું નિશ્ચય માનજે કે, આ પંચપ્રાણ સાથનું મારૂં પંચમા ભુતનું પુતળું પોતાના સર્વસ્વસાથે તારા પવિત્ર ચર્ણમાં શર્ણાંગતરૂપે જીંદગી ભર અર્પણ છે. તે તારી સ્વતંત્રાં સત્તાનેજ આધીન છે. તેની અધિષ્ટાતા તું તે દેહરૂપી જંગમ ઘરની નિયામકર વામીની છો. હું ઇશ્વર ધરાવી કહું છું કે, તેમ કશીપણ અતિશયોકિત નથી.

કોકિલા—વાહા સખી વાહ! આવાં નિર્જન વનમાં નિર્મલ થઇ ગયેલાં મનને ઉલ્હાસ અને ઉમેદ આપનારાં વચનો; તું જેવી સુશીલા, સાધ્વી અને સદગુણી સુંદરી વગર બીજી કઇ સ્ત્રી કહી શકે ? ખરેખર તું પણ એક દેવાંશી દેવીજ છો. જો તેમ ન હત, તો તું દેખતાં જાણતાં અતી ઉગ્ર દુઃખમાં મારી સુર્ખાઇનો ભોગ થઇને ભાગ લેવા તત્પર ન થાત અને થાત તો આટલી દઢતા રહી ન શકત. તેથી હું ખાત્રી આપું છું, કે તું પણ અમારા જુથની કોઈ મારી પેઠે સખી ઉત્તમ દેવીજ છો. જે સાધ્વીઓ તન મન અને ધન સર્વસ્વ પોતાના પ્રેમપ્રિયને અર્પણ કરીને તેની પ્રાપ્તી સારૂ ભેખ લઈને ભયંકર સ્થાનોમાં ભટકતી ફરે છે; તેણી શું

પોતાના પ્રયત્નને દેશ પહોંચાડતી નથી ? બેશક પહોંચાડે છે. નિર્મળ પ્રેમની મહેનતનું ફળ નારાયણ ધીરે ધીરે પણ નિર્વિઘ્ન પાર પાડે છે કદાચ સતિ સુંદરીઓ પોતાનાં પ્રયત્નને આયુષ્યનાં ઉણાં પણાંને લીધે આ અવતાર નહિ તો બીજા અવતારે પણ જરૂર મળીને પ્રેમી સાથે આ લોકના પુર્ણ સુખને ભોગવીને પરલોકમાં ઉત્તમસદ ગતિને પ્રાપ્ત કરે છે. પરંતુ, અવદશા, અવિચારિણી, દુર્ગુણી અને મુર્ખ સ્ત્રીઓ, લગ્ના કાયમના બંધાએલા પ્રેમપતિને ત્યાગો કરતાં પરપુરૂષ સાથે પ્રીતિ જોડે છે. તેણી હિંદી શાસ્ત્રોના નિયમ પ્રમાણે સાત અવતાંર લગ્ન પતિની સાથે પરણતાં પુર્વના પ્રેમથી અવતારો અવતાર તે પરપુરૂષ જારીણિ જારીજ રહે છે. જેથી પતિને અનેક અવતાર લેવરાવની પોતે પણ બહુ અવતારે છેવટ બે પ્રિયકરો સાથે આ લોકની ભુંડણી થઈ "નર્ક " ખાલી ખાતી નર્કે સિધારે છે. સાધ્વી સ્ત્રીનાં લક્ષણ તો એક સિદ્ધ પુરૂષ નીચે પ્રમાણે જણાવે છે.;—

'પતિ પદ્દ પુજવાથી, પ્રભુ પદ્દ પ્રાપ્ત થાય
પતિને રીઝવવાથી, પ્રભુ પોતે રીઝે છે.
પતિવિરૂદ્ધ વર્તીને, ચાલતી સ્વછંદે જે;
તે નઠારી નારીપર, ખરેજર પ્રભુ ખીજે છે.
જે નારી સ્વસ્વામી સંગે, સંપીને સંતોષી ચાલે;
તે સતિનાં સંકટ સૌ, શ્રીહરી સ્વતઃ હરે છે.

પતિ પદ રતિ અતિ, રાખવાથી સુંદર જે;

મળે છે વિલાસ ખાસ, ક્લેશ કષ્ટો ટળે છે.

તેથી બેન ! મારી કહેલી બાબત આ દુનિઆમાં જન્મનારી ખાનદાન તથા કુળવાન બાઈ બેનોએ જરૂર મનન કરવા યોગ્ય છે. કેમ છે કે, નહિ ? બેન ! શ્રીરંગા તું મારાં વિચારપર તારો શો અભિપ્રાય આપે છે ? દોરાવ જોઉં તારા વિચારો.

શ્રીરંગા—પ્રિય સ્વામીની ! હું સત્યતાથી માની શકુ છું કે નામાંક્તિ સતિઓમાં નામ દાખલ કરાવવાને પટતા ગુણો આ અરણ્યમા દારૂણ અનુભવથી તારમાં નિર્મળ અને પ્રફુલ્લિતપણે દરશાઈ ઉઠયા છે. “ મોરનાં ઈંડા ચિતરવા ન પડે” “ પુત્રનાં લક્ષણ પાળણામાંથી વરતાય ” સદગુણીના સદગુણ અને દુર્ગુણીના દુર્ગુણો તેના જાતિ સ્વભાવથીજ જડાએલા હોય છે. જેથી તે જતા નથી. કહેવત છે કે, “ જાતી સ્વભાવ ન મુચ્યતે ” તે સારૂ એક પ્રાસચીન વૈષ્ણવ ગુંસાઈ કહે છે કે;–

‘પારસ મણિના સંગથી કંચન થઈ તરવાર;

તુલસી તેમાંથી ના ગયાં, ધાર, ભાર, આકાર

મન એરણ અને શબ્દ ઘણ સદ્દગુરૂ મળ્યા સોનાર

તુલસી ત્યારે વિત્યાં ત્રણે, ધાર, ભાર, આકાર.‘

જેથી પ્રીયકર ! જ્યાં ગુરૂ નહિ, ત્યાં સુધી જ્ઞાન કયાંથી ?

સત્સંગનો પ્રતાપ છે, જેથી તારી તો બલીહારીજ છે.

**કોકીલા**—શાબાસ ! શું કહું ?

'માત, તાત ને ભ્રાત સૌ, સદગુણી શાંત સરદાર;
તે તણાં ફરજંદ નિપજે, ધૈર્ય, ધારણા, ધિ, ધાર
ગોધન બીજ રોપ્યા થકી, નિવડે ઘઉંનો પાક;
પણ બાવળ બોયા થકી, કાંટા પાકે અથાગ.

જેથી બેન ! " જેવાં બી, તેવાં " તેમાં કહેવું શું ?

**શ્રીરંગા**—કહેવાનું કહેવાઈ ચુકું. આપણે જે કાર્યસર આટલો પરીશ્રમ ઉઠાવ્યો છે, તેજ કારણમાં ધસવું યોગ્ય છે.

**કોકીલા**—હા સખી ! એજ સલાહ ઉત્તમ છે, વાતોનો વખત આગળ ઘણો છે, પણ વહી જતી ઘડીને સંભાળી લેવી એજ સમયસુચકતાપણાનું સાવધાનપણું છે. જેથી વિલંબ ન કરતાં પોંતપોતાનાં કામને ગૃહણ કરીને કર્તવ્યમાં માથું મારો તમારી દાનાઈ પર દિનદયાળ દામોદર જલદી કૃપા કરશે. ( જરા વિચાર કરીને ચોંકી ઉઠયાની પેઠે કોકીલા ફરી બોલી કે, ) શ્રીરંગા ! આ રથમાંના ફાનસોમાંથી અક ફાનસ તું હાથમાં લઇ મહેલના દરવાજા આગળ મુકેલા અધડના શિર પર તેનો પ્રકાશ બરાબર પડે; એવી રીતે પકડીને આગળ ચાલ. તારી પાછળ પાછળ હું છું ડરતીના ! તારૂં રક્ષણ કરવાની શક્તિ જગ્તંબા નારાયણી મને આપશે. ચાલ ત્વરાકર.

પ્રિય વાંચક ! વાતચિતમાંથી પરવારેલીઓ તેણી બેઉ

બાળા ચોમેર નજર ફેંકતી ચકોર દષ્ટીથી ચપળતા છતાં ધીમે ધીમે પગલાં ધરતી તે તીલસ્માતિ અજાયબી મહેલના દરવાજા આગળ આવી પહોંચી ત્યાં અચકાઈને ઉભી. કંઈક ક્ષણ પછી મનના સંકલ્પ વિકલ્પોને વિદાય કરીને મહેલના પગથીયાં ચડવા લાગી. તે ત્રીજા પગથીયાપર આવીને થોભી ગઈઓ. એટલામાં ધડ વગરનું માથું અચાનક ચાનક ઉપંજાવનારી વાણીથી, તથા ગંભિર શબ્દોથી બોલી ઉઠયું કે ખબરદાર ! ! ! આગળ વધી છો તો.

કોકીલા—બેન ! જોયો ચમત્કાર ? આ પહેલું પ્રથમ ચિન્હદર્શક મંગળાચરણ આરંભાયું આનું નામ વિન્ધ.

શ્રીરંગા—નહિ બેન ! નારાયણપર પુરતો ભરોસો રાખવો જોઇએ. " શ્રીકૃષ્ણ " એક ઠેકાણે અર્જુનને હરણના આડા ઉતરવા નિમિત્તે કહ્યું છે કે;—

'હરણ ભલાં કે હરિણિ, ? શકુન ભલા કે શ્યામ; ?
અર્જુન રથ નવ ખેંચીએ; લીજે નારાયણનું નામ.'

એ ન્યાય પ્રમાણે આપણે તો એક સમયસુચકતા સારૂ વિન્ધ હારક શ્રીગણનાયકના દર્શનતુલ્ય પહેલું શુભ શુકનજ માનવું ઘટે છે.

કોકીલા—( સ્મિતી હાસ્યથી ) વાહ ! બેન ! તારૂં યથાર્થ જેવું જણાય છે. તું પણ એક ખરેખરી, પકી અને પુરી સમયસુચક સાવધાન સાધ્વી છો. તારા દરેક વચનો યા-

દ રાખવા જેવાં અને હરેક વખતે દષ્ટાંતો તથા અનુભવમાં લેવા યોગ્ય છે. તું પણ એક મોટા ગૃહરાજ્યના પ્રાધાન્યને પુરતેપણે લાયક છો. તેમાં કશો સંશય નથી.

**શ્રીરંગા**—(હસ્તે મુખે) વાહ! સખી! તું પોતે સર્વોપમા યોગ્ય છો. એટલે બીજાને તેવી યોગ્યતા આપવા રૂપી તારૂં ભુષણ છે. હવે આપણા કાર્યના કારણથી આ શિરને પ્રશ્ન કર, કે તું કોણ? અને શાસારૂ અહીં છો? તથા અમને કાં અટકાવે છે? વગેરે.

**કોકીલા**—હા! હવે હું તેજ તજવીજમાં છું. તું જાણે છે? કે આપણે આ ઠેકાણે બુદ્ધિ, યુક્તિ તથા તર્કશક્તિનો ઉપયોગ કર્યા વગર આ તીલસ્માતિ મહેલનો ભેદ મળે તેમ નથી તેમાં ડગલે ડગલે એવા તીલસ્માતો ગોઠવેલા હશે. તેની બારીકીથી તપાસ કર્યા બાદજ આગળ વધવામાં લાભ છે.

**શ્રીરંગા**—હું એમ નથી કહેતી કે, આગળ વધો. પણ; આ મસ્તકને પુછો. એટલુંજ.

**કોકીલા**—હે મસ્તક બોલ તું કોણ? શામાટે અહીં? અને અમને અટકાવવાનું કારણ શું? તેનાં જલદી ખુલાસો કર.

**મસ્તક**—હું કોણ છું? તે તેને આગળ જતાં જણાશે. તેમજ તારા બીજા બે સવાલોનો જવાબ દેવા મારે જરૂર નથી. પણ સાંભળ હું તનેજ પુછું છું કે એક ઉદ્યત, હઠી

અને અમુજ માણસને પ્રાણ અર્પણ કરવા એ શું વિચાર શિલ શહુાણ મનુષ્યનું કર્તવ્ય કર્મ છે કે શું? એવાં ઉન્મત્ત હિણ કર્મો કરનાર પ્રાણિઓના ફાસમાં ફસાએલા નિર્બળ અને મઢ પ્રાણીના બચાવ ખાતરજ મેં મારો ધર્મ બજાવ્યો છે.

**કોકીલા**—હે નીચ! દુર્દશાનું ફળ ભોગવનાર અધમ મસ્તક તેં મારા પોષક પ્રત્યેનો ધર્મ બજાવ્યો છે અને મારો તો તેં અપરાધ કર્યો છે. જ્યારે ચોરના ઘરમાં ચોર પેસે છે. ત્યારે ચોર તેની અવગણના કરે છે તેમજ તારા પોષકરૂપી ચોરના ઘરમાં મારો ગુણનિધીરૂપી હિરો ફરાઇ આવેલો છે. જેથી "પાંજરામાં પુરાએલા સિંહને અજાની પેઠે તું તેની અવગણના ગાય છે.

**મસ્તક**-( ડરીને ) હે દેવી! કોપાયમાન થશો નહી. હું મારા પોષકને આધીન નથી. પણ તેની ચમ કારીક જાદુઇ વિધાને તાબે છું. જે કોઈ તેની વિધાનું ઉલ્લંઘન કરીને આ મહેલને કબજે લેશે. તેને તમામ તીલસ્માતો સાથે હું પણ વશ્ય થઈ જઇશ એ નક્કી છે. પણ મેં તમને જે કહ્યું છે તે માત્ર ભયની શંકાનેજ માટે? કે અરસપરસનો ધાડો પ્રેમ તોડવા માટે? ના ના તેમ નહિ. પરંતુ જેવો નિર્મળ સ્નેહ તમે તેની સાથે ધરાવો છો, તેવોજ એ તમારા પ્રત્યે ધરાવે છે. તેની ખાત્રી શું ?

**કોકીલા**—હે બેશરમ! એ મનોહર મુર્તિ મને ચહાય-છે, કે નહિ. તે સાથે તારે શું સબંધ છે.

**મસ્તક**—અચિત બેશરમજ છું પણ મર્યાદાશિલ રહેવા-માં સત્યનો સાર મળતો નથી સત્યાસત્યનો પ્રકાશ કરવા સારૂજ બેશરમ બનવું પડયું છે. આહાહા!!! મહાખેદની વાત છે કે, એક અંધારી રાતે એક ભયંકર મૂર્ત્તિની પરિક્ષા કર્યા વગર પ્રેમાંધ બની પ્રાણ અર્પણ કર્યો છે. એ શું? હે બાળા, તું ખરેખર ઠગાઈ છે. તે મહાકૃતધ્નની છે. અને તે કૃતધ્નતાનો પરિતાપ આ તીલસ્માતિ મહેલમાં વેઠે છે. તેથી વિચાર કર.

**કોકીલા**—(ચમકીને) હા!!! તે અંધારી રાતે તેવી ભયંકર મુર્તિ હતી; અને તે ભયંકર મૂર્તિએ તે અંધારી રાતે મને પ્રાણદાન આપ્યું હતું. આ જીવીતદાન આપતી વખતે તેનું હૃદય કોમળ સરખું હતું, તેના વિચારો શુદ્ધ અને નિર્મળ હતા. જો તે સમયે તેનું હૃદય કઠોર અને તેના વિચારો મલીન હોત તો, તે એમ કહેત, કે તું મને શોધી જથા હે નિંદક! સાચું કહે કે તું મારા નિરઅપરાધી પ્રા-ણની નીંદા કાં કરે છે? જલદી ખુલાસો કર. નહિ કર હવ-ણાં તારો વિનાશ થશે.

**મસ્તક**—જો તે ભયંકર મત્તિ તને ચાહતી હોત, તો તને એક ઝુપડામાં; અને તારી પુઠે પડેલા તારા શત્રુઓની

સત્તામાં મૂકી જાત નહિ. અને વિલાસસુંદરીને માટે ભ્રમિત બનીને આ તીલસ્માતિ મહેલમાં કેદ થાત નહિ.

કોકીલા—( ગુસ્સાથી ) મૂર્ખ ! તું બે સમજુ અને મહતાની વાતો કરે છે. કુવાની ડેડકા હાથીના સ્વરૂપને જાણે ? ઉપર ચાપરી ખબર ઉપરથી તું તેની નીંદા કરીને મારા પ્રેમને ખલેલ પહોંચાડવા માગે છે.

શ્રીરંગા–( આંખચઢાવીને ) એ નીદંક ! સતીઓના પુર્ણ પ્રેમવાંળા અંતરમાં આડાખીલ્લી ઠોકાવવાની ચુક્તીવાળા વાકયો વદનાર મસ્તક ! જો તે મહા કૃતઘ્ની અને સ્વમંદી મતિ હોત તો શોધી લેજે એવાં શબ્દો કહયા વગર અધવચાજ મારી સખીનું કરી જાત નહીં ? તું જાણે છે કે શુરી ક્ષત્રાણીઓનો હાથ પકડી જીવતદાન આપનાર ગમે તેવી ભયંકર મુર્તિ કાં ન હોય ? તો પણ શુરી ક્ષત્રાણીઓ તેનેજ પોતાનો પ્રાણ અર્પણ કરે છે.

કોકીલા–( દાંત કચકચાવીને )એરેઅધમ ! તું જાણે છે કે કે શુરી ક્ષત્રાણીઓ જેને પોતાનો પ્રાણ અર્પણ કરવા માટે પોતાના મનમાં દ્રઢ ગાંઠ બાંધે છે તે ગાંઠને જીંદગી શ્રી આખેરી સુધી ત્યાગ કરતીઓ નથી.

શ્રીરંગા—બ્હેન ! તમારો આવો દ્રઢ સંકલ્પ જોઇને મને આનંદ પ્રાપ્ત થયો છે.

કોકીલા—બ્હેન ! સાધવીઓનો ખરો ધર્મ તો તેજ છે

શ્રીરંગા—અને આ ધર્મ બજાવવા અર્થે મહા દુઃખોના ડુંગરો માથે ઉઠાવીને અહીં સુધી આવ્યા છો નહીં વારે ?

કોકીલા—હા સખી! હા! ! તેટલાજ માટે તે સીવાય બીજુ પ્રયોજન શું હતું

શ્રીરંગા-તે પ્રયોજનમાં વિઘ્ન નાખનાર આ મસ્તકને શું શીક્ષા કરવાા ધારી છે.

કોકીલા—બ્હેન! હવે પછી તે તારા જોવામાં આવશે.

મસ્તક—કલંકિત હોઇને સાધ્વીનું ડોલ શું ઘાલે છે.

કોકીલા—મનુષ્યરૂપે અવતરી દૈત્યનું કૃત્ય કરનાર નીર જીવ મસ્તક! કલંકિત થતાં પહેલાં ઈશ્વરી શકતીએ મને બચાવી છે. માટે નિરદોષ છું.

શ્રીરંગા—બ્હેન ! કઈ વખતે કલંગ ચોંટવાનો સમય આવ્યો હતો.

કોકીલા-વધુ પુછી પુર્વના દુઃખનું સ્મરણ કરાવીશજ નહી.

શ્રીરંગા-તે ન પુછતા હું એટલું તો પુછીશ કે આપે કયા ક્ષત્રી વંશમાં જન્મ લીધો છે.

કોકીલા-ચહુઆણ વંશની પડતી દશામાં ખુમાર ચહુઆણને ત્યાં જન્મી હતી. '

શ્રીરંગા—હાય! તે ચહુઆણવંશની કન્યાની આજે આ દશા. જે પરચંડ શુરાઓની ગરજનાથી ભય પામી અધમ લોકો ભરાતાં ફરતા હતાં. તે વંશની કુમારીકાની આજે

આ દશા ! રંગછે ગ્રહું આણુ વંશનું રૂધીર હજી તારી નસો માંથી ગયું નથી.

**મસ્તક**-શાંત થા માતાજી તારો જેવો નિર્મળ પ્રેમ છે તેમાનો તેનામાં કંઈપણ અંશ જણાતો નથી. પરસ્ત્રી લંપટ, અતિ કામી અને મહાનિર્દય જેવો જણાય છે. જેથી મારા માલીકે તેને કારાગૃહમાં રાખ્યો છે.

**કોકીલા**-તું અને તારો માલેક બેઉ કાળાં કૃત્યના કરનાનાર, હરામમાં હક ધરાવનાર અને નીચ ધનતના છો. જેથી સારામા તમો નઠારૂજ દેખો તેમાં નવાઇશી ? " આપ એવોજ જગ."

**મસ્તક** મારા ધણીની નીંદાથી તું જીવના જોખમમાં પડી પ્રિયકર સાથે સામેલ ન થતી.

**કોકીલા**—( જરા વધારે ચીરડાઇને) ચલ મુવા!! મને કારાગૃહમાં નાંખનાર કોઈ માંઇનો પુત જન્મ્યો છે કે, શું મુંવા તુંજ નાશ થવા ચાહે છે.

**મસ્તક**—ઘડ વગરનો હું હમેશા નાસેલોજ છું,
પણ-" પ્યારો પ્યારો હું જપું, પ્યારાને મન અન્ય;
પ્યારો પણ પ્રીછે નહિ, પ્યારી તુને ધન્ય.
એતો વિલાસ સુંદરીમાં દીવાનો થયો છે ને તું તેમાં.

**કોકીલા**—(વચ્ચે બોલી ઉઠી ) ચલ ચલ મૂર્ખ !!
જલમાં વસે કમોદની, ચંદ્રો વસે આકાસ;

જે જેના મનમાં વસે, તે તેનીજ પાસ.

" મૂર્ખ શું જાણે મજીઠનો રંગ. " એ તો નર ભ્રમર છે. ગમે તે કમળપર જઈ બેસશે. પણ કમળ પોતાના પ્રીયકરની રાહ જોશે. એ બીજા ભ્રમરપર સ્થાન ભ્રષ્ટ થઇ જઈ બેસનાર નથી પોતાના પ્રિયને જોઇતી વસ્તુ પુરી પાડવા હું પુરતું સામર્થ્ય ધરાવું છું. એમનીજ ઇચ્છા હોય તો એક તો શું ? પણ દશ વીલાસ સુંદરી હું મેળવી આપું.

મસ્તક—હા ખરૂં છે. જેને કોઇ નર આખી પૃથ્વીમાં પસંદ ન કરે તે એકજ પાછળ રખડી મેરે તે દશા તારી થઇ છે, તેમાં કશો ફેર ન.

કોકીલા—( અતી ક્રોધાવેશમાં આવીને ) સાદવીસતીના નિર્મળ પતિ પ્રેમને ઉછેરીને સુન્યાને કુમાર્ગે વળાવનાર આશિર મહા અનર્થી છે. અરે તારા જેવા સેંકડો દુશિલ મારા જેવી પારા પ્રેમની પુતળીને ડગાવી જવા સમર્થ નથી- કુડાં કામના કરનાર કુતરાઓ સાવજની રાજ રીતને ક્યાંથી જાણે ? આ મઢ મસ્તક મારા કામની ઢીલ પાડીને મને નાહકલાવેછે એટલુંજ નહિ, પણ ઘણાં દિવસના વિયોગાગ્નિથી બળી રહેલાં મારાં ચક્ષુને જલદી પોતાના પ્રિયકરનાં દર્શન સારૂ જતાં. અટકાવનાર આ ચંડાળનો હે સુશક્તિ તારા આ તીલસમાતા ભંજક ખડક ત્રીશુળથી આ દુષ્ટ શિરનો નાશ થઈ જાઓ. ( એમ કહી ખડગથી ત્રિશુળને મસ્તક સામે ધરવાથી માથું ફાટી ઉડીને નાશ પામી ગયું:

## ચમત્કાર ૬ ઠો

ક્રોધાવેસથી બેશ આવેશમાં અ,વેલી કોકિલાએ પોતાના કોકિલ કંઠને ફોડીને જુસ્સાથી કીકીઆરી કાઢવાથી ભિન્ન ટુકડે ટુકડા થઈ ઉડી ગયા. બાદ ત્યાં એકાએક બાળકન્યા જેવી કોઇ વિચિત્ર આકૃતિ-છાયાં રૂપ ઉત્પન્ન થઈ. જેણી બે ભુજા લાંબી કરીં હાસ્ય મુખથી મધુર વચને બોલી ઉઠીકે શાંતિ, શાંતિ; શાંતથા. સુશિલ કોકિલા તને ધન્ય છે. તારી હિમ્મતને ધન્ય છે, તારી યુકિતને ધન્ય છે, તારા વિચારોને ધન્ય છે, તારા ધર્મને ધન્ય છે. તાલા વિવેકને ધન્ય છે; તારી ધીરજને ધન્ય છે; તારા આશ્રયને ધન્ય છે, તારી શ્રધ્ધાને ધન્ય છે, તેમજ સર્વથી વિશેષ તારી દ્રઢતાને તો અતિશયજ ધન્ય છે, તું તો તુંજ છો. જેનાં મન તન બુધી બળ; જ્ઞાન, ઉપદેશ, વિષય અનેવિચાર એક નરસિંહ દેવ બહાંદુર નામાંકિત નરરૂપ નારાયણના જેવાં છે, તેવો કોઈ પુરૂષજ મલવો અવસ્ય તો પછી તે ઠેકાણે સ્રીની તો પ્રશંસાજ શી. ધન્ય છે. તને તારાં માત પિતા ગુરૂ મિત્ર અનેં નોકરોને પણ ધન્ય છે. સાથી સરસ તારા ગુણનીધીમા ઉપરનો સિમ્ભલ પ્રેમ. અને તે મનમાં રાખવાનીં નીતિ તે વિષે અચળ દ્રઢતા. નિશ્ચય અને તે બાબતનો તારા શબ્દોનો ન્યાય. એ પણ એક મારી પ્રસન્નતાનું સબળ છે.

સિવાય કારણો ઘણાં છે. તે તને પછી જણાવીશ. પણ તા-

સે જે દઢ નિશ્ચયાત્મક નિર્મળ પ્રેમ ઝરો ઝરા રહ્યો છે, તેનાં ઝરણાંની છાંય જરા પણ પોચી પાડીશમાં. વિશેષ દઢ થવા દેજે. જેમ પ્રેમ પ્રવાહ પ્રબળતા ધરાવે તેમની શક્તિને વધુ વધુ વધવાની છુટ આપજે.

જો સાંભાળ! આપણુ, એક બાબત તારે સમયસુચક-તાથી, સાવચેતીથી અને પુર્ણ પવિત્રતાથી સંભાળી, સાચ-વીને પાળવા જોગ છે. જેમ તું ગુણનીધી પ્રત્યે પુર્ણ પવિ-ત્ર, નિર્પેક્ષ, નિર્દોષ અને નિર્મળ પ્રેમ રાખે છે, તેમ (જ-દા શોભીને) કહેવું ઘટે નહિ. તોપણ તું મારી પ્રસન્નતામાં પરોવાઇ જવાને લીધે મારો વાત્સંલ્ય પ્રેમ તને તે બાબત સુચવવા ઉશ્કેરે છે. જેથી ઉશ્કેરાએલું મારૂં ચિત્ત તારે કાને તે બાબત મુકવા વગર માને તેમ નથી. " પ્રીતિનું પરિ-ણામ દુઃખ છે " તારી પ્રીતિના કારણથી કઠણ બાબત પણ તારા લાભની જાણી જરૂર તને જણાવવી જોઈયે. જેથી હું હવે પછી તને જે જે કહું છું તે બધી અને તેમાંની પણ, આ પહેલી બાબતનો બહુજ ગંભિરતાઇથી ગળામાંને ગળા-માંજ ગળી જઇ છાતી વચ્ચે ચાંપી રાખવી. નીચે પેટમાં ન ઉતરી જવા દેવી. કે જેથી તેણી હજમ થઇ જાય. તેમ કંઈ વચ્ચે પણ ન રાખવી કે, જેથી ઓકાઇ જાય. જેમ બને તેમ તારા કુણા -હૃદય વચ્ચેનાં અષ્ટદળ કમળની મધ્યભાગમાં બીરાજેલી શ્રી પદ્માના પતિ શ્રી હરિના ચરણમાં અર્પણ

કરીને તેમનાં તે હૃદયકમળ રૂપી આસનમાં દબાવી દેવી. જેથી નીકળી ન જાય, જુની ન થાય તથા વંટાઈ ફુંટાઈ ન જાય. તે બાબતની હોંસીયારી સાથે સાવચેતી ધરાવતી રહે-જે. જેથી તને આગળના ભાગમાં અવિચાર્યો અચાનક અ-મુલ્ય લાભ મળશે.

હે પ્રગલ્ભ પુત્રી ! તું નવયૌવના અને નુતન પ્રેમળિ છે. જેથી તું ગુણુનીધી સાથે નિર્મળ પ્રેમથી બંધાઇ રહી છે. અને તારા જેવી નવીન પ્રેમીકા એવીજ હોય છે. પણ તારો પ્રીતમ જો કે, તેપણ એક તારા જેવો નવયૌવન અને નુતન પ્રેમાળ છે. તોપણ તે અન્ય ફંદમા એટલે મારી જાળ, મહામંત્રીનો મોહ, મોહિનીનો ફંદ તથા કળાધરની કુટીલતામાં તે સપડાઇ રહેલો છે. વળી મેં તેને કળાધરના કાળ સારૂં વિલાસ સુંદરીના પ્રેમમાં લટકાવી રાખેલો છે. એટલાં બધાં મહત્વવાળાં કારણોથી તે તદન પરાધીન પડી ગયો છે. જેથી તે તારૂં સ્વરૂપ, ધ્યાન, રૂપ, ગુણ, પ્યાર અને તારા આ નિર્મળ પ્રેમની દ્રઢતા તેમાંનું કશું પણ તે જાણુતો નથી. તેમ તેને ખબરજ નથી.

અજાણ્યો અને વિસ્મરિત એવો ગુણુનીધી તને, ને તારા નામને પણ બીલકુલ ભુલી ગયો છે. તેને તે બાબત કશુ યાદજ નથી. તારા વિષેનું તેને મુદલ કોઇ પ્રકારનું જ્ઞાનજ નથી. તે બાબત કાં ? કરીને તારે સ્વાલ પુછવાનું

પ્રયોજન પણ નથી. કારણ મેં તેનાં તને આગળથીજ જણાવી આપ્યાં છે. હવે આ બધુ તને જણાવવાનું કારણ શું છે, તે પણ એક જુદુંજ કારણ તને સમજાવવા ઇચ્છું છું. તે પણ તારે પ્રેમથી સાંભળીને મનન કરવા જોગ છે (ગદગદીત કંઠે) આ બધું મને તારા વિષેનો નવીન પેદા થયેલો-આ સંસારના મોહરૂપી મહામાયારૂપ વાત્સલ્ય પ્રેમ જ બકાવે છે—એ ચીજ એવી છે. તેણે મને પણ પરાધીન બનાવેલ છે.

તને કહેવાનું કારણ એ છે કે, તું નવી તારૂણી છો. જોકે, તારી ખાનદાનીથી તથા જીવીતદાનના ઉપકારથી અને તારી ક્ષત્રીવટથી તું અદ્યાપ સુધી તારા પ્રેમમાં દ્રઢ રહી શકી છો. તેમ તારા જંગલી દુખદ અનૂભવે તને વધારે દ્રઢ કરી છે. પણ, જેમ હવણે સુધી દઢતાનાં કારણો મસ્ત મળ્યાં, તેમજ, હવે પછી તે દ્રઢતાને ડગાવનાર પણ ઘણાંજ મળશે. અનેક નવીન સંકટો બહુ બોધ કરનારને ત્રાસ અને કુમળા મનનો ગભરાટ તારા પ્રેમથી તને ડગાવી કહાઢવાનો પ્રયત્ન જારીજ રાખશે. પણ, મારી તને વારંવાર ભળામણ એજ છે, કે તું એક ટળીને બીજી થઇશજ ના. જોજે હો!!! કદીએ થતી ના. તોજ તારૂં શ્રેય થશે, સર્વ વાતે હું તારૂં સારૂંજ કરીશ એટલુંજ નહિ, પણ હમેશની પેઠે સંરક્ષણ પણ કરીશ.

તું જાણે છે ? કે જે જે વખતે દુષ્ટ પુરૂષોનાં ભારથી

ધરણી ધ્રુજે છે અને ધર્માત્મા, જ્ઞાની તથા પરમાર્થી લોકો દુઃખી થાય છે, ત્યારે તેવા નર દુષ્ટોથી સુપ્રજાને મોકળી કરવા " શ્રીનારાયણ " પોતે પૃથ્વીપર પ્રગટે છે. પોતાની શક્તિનો આશ્રય કરીને તેઓ નર કે નારી અથવા પશુ કે પંખી કોઇપણ યોનીનો દેહ ધારણ કરીને તે અધમ ઉધારણ પતીત પાવન, પરમેશ્વર શ્રીનાથ દુષ્ટને વિદારીને જગતને સુખી કરે છે. એ ન્યાયાનુસાર શ્રીહરિએ આ વખતે પણ કર્યું છે. ગુરૂસેવા, મંત્રકારીઓનો સત્સંગ અને અનેક વીત્તનો ખર્ચ કરીને કળાધર નામનો એક જણ-મહામદોન્મત્તમ, મંત્રધારી, તાંત્રીક, સર્વ જાદુઇ વિદ્યા કુશળ વિદ્યાબળથી અજરામર એવો થઇ ફરતાં રાવણ રામ એક મહાબળ પુરૂષ પેદા થઇ પડયોછે.

તેણે તમામ રૈયતમાં રાડ મચાવી મૂકી છે. આભને અડકું એવડો ઉંચો થઇને આખી દુનીઆને બાથમાં માપી લઉં તથા મેરૂપર્વત જેટલી લક્ષ્મીના ભંડાર ભોગવુ ? એવી ઈચ્છાવાળો. પૂર્વના સંસ્કારથી મંત્ર વિદ્યાને પ્રતાપે પામેલા ઈશ્વરી ઐશ્વર્યથી ઉન્મત્ત થયેલો તે ઉધ્ધત ખળ ચારેકોર પોતાનીન સત્તા ફેલાવવા તત્પર છે. મહાબળના અભિમાનથી મહા વિષયી બન્યો છે. તેથી તે ભૂમી પુત્ર " નરકાસુર " જેને ભૌમાસુરના નામથી પણ ઓળખે છે. જેણે પોતાના રણવાસમાં શ્રીકૃષ્ણથી પણ ઉત્તમ વૈભવ ભોગવવાની લાલસાથી

અનેક રાજાઓને જીતીને કુમારીકાઓ પરણવાને એકઠી કરી રાખી હતી. તેમજ એ દુષ્ટેપણ કરવા માંડયું છે. અનેક રાજ કન્યાઓને એક જાદુઇ ઓરડામાં જાળવી રાખી છે. બહુ સજજનોને સંતાપે છે, જેથી કેટલાક ભકત જનોએ ભારી ભાવથી હોમ, યજ્ઞયાદી શ્રીભગવદભજન કરીને શ્રીરામ પ્રભુને પ્રસન્ન કર્યો. શ્રીહરિએ ભાવીક ભકતોની ભકિતથી પ્રસન્ન થઇને પોતાની મહા માયાથી સ્વતંત્ર શકિતરૂપ મને જુદી ખેંચી લઇને કેંદી આપી. મોકલતી વખતે સુચના કરી, કે જાઓ કોઈ નરને ઉદ્દભવીને તે દુષ્ટ કળાધરનો સમુળો નાશ કરો. પોતાના ધારક સ્વામીજીની એ આજ્ઞાને અનુસરીને હું આ લોકને વિષે આવ્યા છઉં. બાદ મેં તે કાર્ય હાથમાં લીધું. કૌરવો મહા ક્રુર થઇને જ્યારે મારુ ભુમી પર જુલમગારીથી વરતવા લાગ્યા. ત્યારે જગન્નાયક મારા સ્વામીજીએ, મારી સાથે શ્રી કૃષ્ણ નરદેહ ધારણ કરીને અર્જુનને આગેસર કરી કૌરવોનો નાશ કરાવ્યો તેમ અહીં પણ મારે કરવું જોઇએ. ગુણ, કળા, બળ, બુધ્ધિ, વિદ્યા, રૂપ અને કદ બધામાં પૂર્ણતા ભરેલા ગુણનીધી નામના કેદ પડેલા તારા નવા પ્રિયકરને મેં પસંદ કર્યો છે. કર્યો તો ખરો, પણ જેમ નિમિત્ત થતાં અર્જુનને પુત્ર મર્ણાદિક અનેક સંકટો સેહવવાં પડયાં. તેમજ, આને પણ થવાનું. જો સાંભળ રાજને લોભે અર્જુન કારણ થયો. કારણ કે, કારણ વગર કાર્ય પેદા થઇ શકતું નથી. તેજ નીતીથી અહીં પણ વિલાસસુંદરીના

લોભથી, ગુણુનીધીને નિમિત્ત કર્યો છે. અને તે પ્રમાણે કામ લીધું છે. તું જાણેછે કે, સિંહને સાહતાં, સાપને પકડતાં અને હાથીને વશ કરતાં બસમું લાગે છે. પણ પાછળથી સુખ, લાભ, અને શોભા મળે છે તેમ ગુણુનીધીનું થયું છે. છેવટે સૌ સારૂંજ નીવડશે,

હવે આપણે તારા ભવિષ્યના લાભનો વિચાર કરવાનો ફક્ત બાકી રહ્યો છે. તું ગુણુનીધી સારૂં એટલી કુચે મળે છે તે માહેલુ તે કાંઇપણ જાણુતો નથી. જણાવવાને તારી પાસે સબળ પુરાવો પણ નથી. પરંતુ અનાયાસે ને કુદરતિથીજ જણાઇ જાય એવી ગોઠવણુ આપણે રચી મુકવી ઘટેછે. આ કેશના પરિણામમાં એક વખત ગુણુનિધીના દેહાંત સુધીની બાબત બનનાર છે. તે વખત તેને ફરી જીવંત કરી તારી મુરાદ પાર પાડવા મારી ફરજ છે. તે સારૂ તારે થોડું કષ્ટ તો વેઠવું પડશે. પણ વેઠયા વગર છુટકો નહિ. પોતાનું પોતે ઉકેલી લેવું એવો ઋષિનો એક સાર્વજનીક નિયમ છે. એ નિયમાનુસારે હવે તારે ને મારે વર્તવું જોઇયે.

અહીંથી આશરે સાડા સાતસો જોજન પર મલકાપુરી નામની નગરી છે. તે નગરીમાં ઇન્દુમતી નામની પ્રખ્યાત જાદુગરણુ અમર થઇ રહેલી છે. તેનાંવાડામાં "અમૃતવેલ" નામની એક સદા હરી રહેનારી ઝીણાં અને લાંબા ધારના પાન વાળો એક વેલી છે. તે મેળવવા તું ત્યાં જા. તારી બહેનપણી શ્રીરંગાને મદદ સારૂં સાથે લઈ જા.

નિર્ભય અને દઢતાથી માર્ગ તથા કાળક્રમણ કરજે, તારી પાછળ મારી પૂર્ણ તપાસ છે. મારા આશ્રયથી તારો વાળ વાંકો થનાર નથી. તેથી; વિર વિક્રમની પેઠે તું બેધડક ત્યાં પહોંચી જા. મારા નામ સ્મરણથી કાર્ય પાર પાડી ઉત્તરને રસ્તે પરબારી માગધ મહિલ્લામાં ઉતરી પડજે એટલે ફરીવાર તારે લાંબો પંથ ખેંચવો નહી પડે. ત્યાં તારો શું સંબંધ છે ? એનો વિચાર કરીશમા ? શ્રીદેવીએ મારેલા મહામંત્રીનો એ દેશ છે. ત્યાં તારા કેશના કેટલાક પાત્રો છે. અને તેઓનું આમાં પણ કામજ છે તેથી તારો સઘળો મામલો ત્યાંજ એકઠો થશે. ત્યાંજ તારા પ્રીતમને વશ કરવા તું ભાગ્ય શાળી બનીશ. આ સઘળું ભવિષ્ય તું મારા વિષેની દઢ ભકિતમાં બંધાઇને સત્યતાની તુલનામાં તોલાણી તથા તારા પ્રેમ કસોટીમાં કસાઇને મારી પ્રસન્નતામાં પલળી રહી છો. જેથી મારી મરજી તારા પર પુરેપુરી જામી છે. મારી પ્રસન્નતામાં પ્રસાર થયેલી તું મારા આશિરવાદનો જરૂર ભોગ થઇછો તેથી આ આશિર વચનો તને લાભક છે. તારી ભકિત પરિક્ષા બાદ અતિ ઉલ્લાસ પામેલા મારા મન બુધ્ધિએ તારા વાત્સલ્ય પ્રેમના પ્રવાહમાં ભીંજાઈ જઇને મને આ બાબત તારી પાસે ખુલ્લી બોલાવી છે, જેથી હવે તું તારા કામમાં તત્પર થા તને અહીંથી વિદાય કરવી તે પણ તારા શરીરનાજ રક્ષણાર્થે છે. કારણ કે, શિરના નાશથી કેદ પુરાએલા " કારાગ્રૃહ " નો દરવાજો ફુટી

જઈ ઉઘડી પડયો છે. એટલુંજ નહી, પણ તેમાં પુરાએલાં ગુણનીધી, કળાસુરી રમા તથા કેટલાંક મૃતપ્રાય બનેલાં બીજાં કેદીઓ સાવચેત થયાં છે. અને હવે તેઓ તેમાંથી મોકળાં પડવાની તદબીર રચી રહ્યાં છે. તેઓને સાત તીલસ્માતી નાકાં ઉલંઘવાનાં છે. સાતમે દરવાજે કારાગૃહમાં તેમને પુરેલાં છે. પરંતુ ત્યાંથી આવતાં તેને મોહિનીની જાળમાં ગુંથાઈને કેટલાક પ્રપંચમાં ઉતરવું પડશે. તેમાં તારો કશો સંબંધ નથી. ગુણનીધી તને ઓળખતો ન હોવાથી; તથા તારો આટલો ઉછળી રહેલો પ્રેમ તને સામે ખેંચી ગયા વગર રહે નહિ. જેમાં તારે કેટલુંક ” શોકોનું દુઃખ તથા ગુણનીધીના અજાણપણાના અપમાનથી તારા મનને બહુ લાગે જેથી તું સત્વર ચાલી જા તેજ ઠીક છે, માગધ દેશમાં શ્રીદેવીની સત્તા તથા રાજ ધોરણનો અમલ છે. ત્યાં તે સર્વે પાત્રો એકઠાં થશે. તારા તરફથી ગુણનીધીને જીવીતદાન મળવાથી તારા મનનો તેનો ઉપકાર ફીટી જઈને તું નિષ્ટુરજ થઈશ, તથા તારા પર ગુણનીધીનો પ્રેમ તાજો થઈને તારી વગર પ્રયાસે ઓળખાણ પડી જશે. થોડા પ્રયાસમાં પૂર્ણતા ભર્યું કામ બનશે અને કશું વેઠવું નહિ પડે. જેથી જલદીજા.

પ્રિય વાંચક ! ! પોતાના ઉપર આટલો બધો વાત્સલ્ય પ્રેમ રાખનાર શકિતની પોતાપરની અગાધ પ્રીતીપરથી તેણીની આંખોમાં પ્રેમાશ્રુ ભરાઈ ગયાં. ગદગદિત કંઠે તેણી

કંઈ બોલી શકી નહિ. તેણીનું હૈયું ભરાઈ આવ્યું તોપણ ધીમે સાદે બોલી કે. માતુશ્રી જેવી આપની આજ્ઞા. મારાં માત પિતાતો છુટી ગયાં છે. પરંતુ સદાયનાં રક્ષક આપજ ખરેખરાં ધર્મ માતુશ્રી છો. એમ કહી નમસ્કાર કરી શ્રીરંગા સાથે વિદાય થઈ કે આકૃતિ તુર્ત અદ્રશ્ય થઈ ગઈ.

આકૃતિ ગયા બાદ પુર્વ પ્રમાણે માથું સ્વસ્થાને આવીને ગોઠવાઈ ગયું. પૂર્વવત્ તીલસ્માતિ તંત્રગ્રહ દેખાવમાં જેવું ને તેવું દેખાવા લાગ્યું હવે વાંચક ! અંદરનો છેલ્લો દરવાજો ઉઘાડી ગુણનીધી ઉઠયાનું વૃતાંત તારા મુખ આગળ ધીમે ધીમે મુકતો જઈશ.

કાળી ઓઢણી ઓઢીને જુવાનીના જોરમાં હીલોલ લેતી નિશા પોતાના પતિના થયેલા વિયોગને સહન કરતી કરતી પૃથ્વીપર પાથરેલી પોતાની છાયાને સંકેલતી ધીમે ધીમે પોતાના નિવાસ સ્થાન તરફ વળી. તે જાણી સૂર્ય દેવનાં દર્શન કરવાને આતુર થયેલાં પંખીઓ પોતાના મુખરૂપી વાદ્યવડે સૂર્યનારાયણની સ્તુતિ કરવા લાગ્યાં આ પખીગણ કિલકીલાટનો મંજુલ ઘોષ બહુ લાંબે અંતરે જઈને નિદ્રાધીન પડેલાં અલ્પ પ્રાણિઓને પ્રભાતનું ભાન કરાવ્યું.

પ્રભાતનું ભાન થતાંજ કેટલાક આસ્તીકો પ્રાતઃસ્નાનાર્થે સમુદ્ર કાંઠે આવી માલ ભરી નાંગરેલાં વહાણોના નાખોદા આગળ પોતાની મજુરી શોધવા સારૂં કેટલાએક મ-

જુરો અને ઉપડી જનારા વહાણોમાં બેશી અનેક વેપારાર્થે જવા કેટલાએક પરદેશી મુસાફરો માલના પોટલા બાંધી સમુદ્ર કીનારે આવવા લાગ્યા.

આવી બધી ધામધુમથી વર્તી રહી છે. એટલામાં સૂર્યનારાયણની સ્વારી પૃથ્વીપર પ્રકાશ પાડતી ગગનસ્થાને પ્રદર્શિત થઇ.

એટલામાં એક વહાણે આવી નાંગર નાંખ્યુ. તે વહાણની વાવટા કાઠીપર "સરોવરનું વહાણ" એવો લેખ લખ્યો હતો. નાંગર પડયા બાદ નાખોદાએ ત્રણ હોડીઓ સમુદ્રમાં ઉતરાવી, તેમાં વહાણની સીડીપરથી ત્રણ સુંદરીઓ અને એક યુવક ઉતરી એક હોડીમાં સ્વાર થયાં, તથા બીજી બે હોડીમાં તેઓના આસબાબ ઉતારવામાં આવ્યો. તે હોડીઓ ભરાઈ ગયા બાદ કિનારાપર પોંચી જવા ખલાસીઓને નાખોદે હુકમ કર્યો.

હોડીઓ કિનારાપર પહોંચતાંજ, યુવક સાથે ત્રણે સુંદરીઓ કાઠે ઉતરી પડી, અને મજુરોની સાથે પોતાનો સામાન મુકાવીને તિલસ્માતિ મહેલપાસે આવીને પોતાનો પડાવ નાંખ્યો.

મજુરો પાસે બે તંબુ નંખાવ્યા અને તેમાં સર્વ પ્રકારની ગોઠવણ સિધ્ધ કરીને મજુરી ચૂકાવી મજુરોને વિદાય કર્યા.

પ્રિયવાચક!! હવે તું મારી સાથે તંબુમાં પ્રવેશ કર, ત્યાં તને ત્રણ સુંદરીઓની ઓળખાણ થતાં તે સંબંધીને

તને સઘળી માહિતગારી મળશે. જાણે સુંદરીઓ એક બિછાવેલા જાજમ પર બેસીને કંઇ પણ શબ્દોનો ઉચ્ચાર કર્યા વગર ગંભીર વિચારોમાં પડી ગઇ કેમ ન હોય ? તેમ એકમેકની આંખો એક મેકની સાંમે ટગટગી રહી હતી. એટલામાં શ્રી-દેવીએ પોતાની એક બાજુનું પડખું ફેરવીને સરોવરની સું-દરીના ખભા પર હાથ મુકીને બોલી ઉઠી કે, સખી ! 'કોક વિના આ સકળ સંસારનાં સુખો ફોકજ છે. ને કોક માટે ભેખ લીધો, તથા કોક સારૂં રાજ. સમૃધ્ધી અને કુટુંબ કબિલો તજ્યો. જે કોક પાછળ શરીરનો રંગ બધો બદલાઈ ગયો. તોપણ તે કોકનો ભેટો ન થયો. હાય ! ! ! કોકનો વિયોગ સહનથઇ શકતો નથી. વિરહાગ્નિ -હૃદયને બાળીને ભસ્મકરી નાંખે છે તેઅગ્નિને શાંત કરવાને પ્રિયકર કોકનો પત્તો મેળવ.'

સરોવરની સુંદરી— સખી ! તને શું કહું ? જેમ તા-રા કોકના વિયોગથી તું ઝુરે છે તેમજ હું પણ મારા પુ-ર્વના પ્રેમીના વિયોગથી ઝુરતીજ રહું છું. તે દુઃખ કોઇને ન કળવતાં મેં મારા મનમાંજ દાબી રાખ્યું હતું. પણ, આ ભુમીમાં આવતાંજ તે દુઃખ મારી મનની બહાર ફેલાવા માંડયું છે.

શ્રીદેવી—હા સખી હા ! ! હવે તારૂં ચિત્ત પણ તારા પુર્વ પ્રેમી વિષે વધુ વધુ ખેંચાણ કરતું જાય છે. તો પછી,

તે તારૂં ચિત્ત સખીના દુઃખની તુલના શું કરી શકે?

**સરેવરની સુંદરી**—ના, સખી ના! એમ તું મારે માટે જરા કલ્પના બાંધીશ નહિ, તારો કોક પ્રત્યેનો અગાધ પ્રેમનો ઝરો સદા વહેતોજ રહે. જેમ તને આગલી પાછલી વાતોનું ધ્યાન રહેતાં કોકનુંજ સ્મરણ થઈ રહ્યું છે, તેમજ મને પણ આગલું પાછલું ભાન ન રહેતાં પુર્વનો પ્રેમ, શ્રધા, વચન, બાધા અને પુર્વની પ્રેમ મુત્તિનું સ્મરણ થવાથી હું અતિ દુઃખમાં ઘેરાઇ રહીછું.

**શ્રીદેવી**—હા, બેન હા!! હું અગાઉથીજ સમજી શકી છુ, અને તેથીજ તને મેં સરોવરને રસ્તે તિલસ્માતીમાં દાખલ થવા દીધી નહિ. પણ આ રસ્તે લાવી. તેનું કારણ તેજ છે. હવે તારો સ્નેહી તો તને મળવા વિલંબ નથી, કાંકે તે આ મહેલમાં તારી નજીકજ છે. અને આપણું કામ પરવાર્યા બાદ તને તે તુર્ત મળી શકે તેમ પણ છે. પણ મારો પ્રિયકર પ્રાપ્ત થવો દુર્લભ દેખાય છે.

**સરોવરની સુંદરી**—સખી! તમે તો મારા શાપનું વિમોચન કહેવા પહેલાંજ; મારૂં તથા મારા પ્રેમીનું પુર્વનું સર્વ વૃતાંત જાણી શકયાં હશો, એટલે વિશેષ કહેવું શું? જ્યારે પ્રેમીઓના મન પ્રેમ પ્રવાહમાં ઉછળી ઉભરાવા લાગે છે, ત્યારે તેનો વેગ રોકવા પ્રેમી કેટલો બધો પરિશ્રમ ભોગવે છે તથા કેવું ખમે છે. તેનો અનૂભવ આપે મેળવી

લીધો છે; અને મારે હજુ મેળવવો બાકી છે. જુવો ! પ્રેમી કેદમાં છે. અને જાલમગાર જાદુગરથી વિંટાએલો છે. ત્યાં તે કેવા પ્રકારના જુલમ સાથે અતિ સંકટમાં લોઢાના ચણા ચાવતો અત્યંત દુઃખાવસ્થામાં પોતાના દિવસો કેમ ગુજારતો હશે ? તે જુલમી જાદુગરે આવા નિર્મળ અને નિર્દોષ પ્રેમી જનને શાસારૂ પોતાના પ્રપંચમાં વિટોળીને દુઃખના દરિઆમાં ધકેલ્યો હશે ? પ્રેમનું પરિણામ એવુંજ આવે છે. દરેક પ્રીતિકરની દશા એવીજ થાય છે. પ્રેમીઓ પ્રેમનાંજ ભૂખ્યાં છે. અને તે ભૂખ મટાડવા જતાં દુઃખના ડુંગરો ઓળંઘવા પડે છે. તેવો પ્રેમીને પુર્વના વૃતાંતની શુધ્ધ કયાંથી રહે ? પ્રિય બેન ! એ સંસ્કાર જણાવતાં અને નત્ર નેત્રાં પાણી ઉતરશે.

**શ્રીદેવી**—હા, સખી ! હા છે તો એમજ. અને શ્રીશકિતનું કહેવું પણ તેમજ હતું. તેમાં કંઈ સંશય નથી.

**સરોવરની સુંદરી**—ત્યારે ઉપલી હકીકત જોતાં મારી શી વલે થશે ? મારી સ્થીતિમાં કેટલોક ફેરફાર થઈ જશે ? તેનો વિચાર કરતાં મારા રૂવાડાં ખડા થઇ જાય છે.

**શ્રીદેવી**—સખી ! ગભરાઇશ નહિ, જે સર્વ સમર્થ શકિતએ તારા શાપનું નિવારણુ કરીને તને પુર્વના રૂપમાં આણી છે. તેજ જગદંબા તારા પ્રેમીના શાપનુે પણ નિવારણુ કરી તમો ઉભયને મેળવવા કૃપા કરશે. એ વાત તું

નિશ્ચય માનજે. પણ, મારે માટે કશુંએ નિશ્ચય થવું જણાતું નથી. એજ દિલગીરી છે.

**સરોવરની સુંદરી**—સખી ! તમને તો સાક્ષાત પરમાત્માની શ્રીશકિત હાજરાહજુર છે, અને તેણી દરેક વખતે સાક્ષાત પરિશ્રમ લઈને તમને સાહ્ય કરે છે. તેણી શું તમારા પ્રિયકર કોકની ખોળ તમને નહિ આપે ? હું તો છું કે, ખોળને બદલે સાક્ષાત મેળવી આપશે.

**શ્રીદેવી**—તારા મોંમાં ખાંડ. પણ શકિતનું માર્મિક બોલવું કોઈ વખત હું સમજી પણ શકિત નથી. તેથી મારી મુરાદ પાર પડતી નથી.

**સધર**—(વચ્ચે બોલી ઉઠયો જે,)માતુશ્રી ! તે દિવસ તમે ઉંઘમાં સ્વપ્નામાં બડબડતાં હતાં કે, કોકના કપટી રૂપે કોકિલા નામની કોઈ સ્ત્રીજ અને વરી ગઈ છે. અને તે કોકીલા પોતાના પ્રિયકર ગુણનીધીની શોધ સારૂં તિલસ્માતી મહેલ આગળ ગઈ છે. અને તેનાજ લીધે મને શિકસ્ત સાહ્ય છે. અને તે બધો પ્રતાપ કોકિલાનોજ છે. માતુશ્રી મારા આ વાકયોથી આપ ક્રોધાયુકત થઈ મારી ઉપર ગુસ્સો કરશો નહિ. મેં તો આપને આ સહેજ યાદ આપી છે.

**શ્રીદેવી**—બાળા, તું જરાપણ ડરિશ નહી. તેં આ સમય વિચારીને મારા સ્વપ્નાની ઠીક યાદ દેવરાવી છે. જો, તે કોક બદલે કોકિલા નીકળી તો પ્રાત:કાળમાં હું સર્વ તિ-

ર્થરૂપ સમુદ્ર કિનારે દૃઢ પ્રતિજ્ઞા કરૂં છું કે, શકિતનાં અ-પેલાં આ તિક્ષ્ણ ખડગવડે હું તેણીના પ્રિયકર સાથે સર્વેનુ શિરચ્છેદ કર્યા વગર કદીપણ છોડનાર નથી.

**સરોવરની સુંદરી**—દેવી ! એતો મહા અનર્થની વાત છે તેમાં તો માંહોમાંહે કપાઈ મરવાનો વખત આવશે.

**શ્રીદેવી**—એમ કેમ? એવો અનર્થ કરી કોઈને જન્મભર ઠગી તેનો અવતાર એળે ગાળનારને કાયદા પ્રમાણે શિ-ક્ષાએ પહોંચાડવામાં અનર્થ શાનો કહેવાય !

**સરોવરની સુંદરી**—જે બાબતથી હું વાકેફ નથી તેની વચ્ચે પડવા મારે જરૂર પણ શી. પરંતુ, એકના અપરાધ સારૂં બીજાં નિરપરાધીઓને હણવા જે પ્રતિજ્ઞા કરો છો. તે કાયદાની રીતે અનર્થ રૂપ છે.

**મન મોહિની**—( વચ્ચે બોલી ઉઠીને ) એમાં તો દેવીનો દેખીતી ભુલ છે. કોકિલા પોતાનાં કાર્ય વાસ્તે અના-સુરતિ પુરૂષ રૂપે ફરતી હતી. હવે તમારા પિતાના રાજ્યમાં રાજકુંવર રૂપે તેણી સપડાઈ, અને તમારા સ્વાલો સારૂં જ્યારે તેને ફરજ પાડવામાં આવી, ત્યારે પોતાનો મોભો જા-ળવવા તથા ભરમ ન ફાટી જવા તેણીએ બરાબર ઉપયોગ કર્યો. જેવો વેષ તેવું કાર્ય ભજાવ્યું. તેમાં અપરાધ શાનો ?

**શ્રીદેવી**—જો કે, મારા સ્વાલોનો પ્રત્યુત્તર આપતાં પોતાનું ખરૂં રૂપ અને ખરી હકીકત જણાવી હત. તો આટ-

આ ક્રોધનું મને કારણ પેદા ન થાત, અને તેનાં ભવિષ્યના કામમાં હું તેને એક મદદગાર થઈ પડતે પણ મારા જેવી એક મહારાજ કન્યાને ઠગીને આ નિરજન વનમાં મહા સંકટમાં નાંખી પાછી જેના ગુણને હું બિલકુલ જાણુતી નથી, અથવા જે મારા પ્રશ્નોનો ઉત્તર વાળવા જેવો સમર્થ્ય છે કે મારવાર્ણુ છે. તેનો પણ કંઈ ખ્યાલ નથી. એવા કોઈ અજાણ્યા અને અન્ય જાતિના પરપુરૂષ સાથે પાનું પડાવનાર એ કૃત્ય, શું મારા કોપનું કારણ નથી થઇ શકતી ? કોણ કહે છે ? તેણી મારી પુરી અપરાધી છે. તેમાં કશો અન્યાય કે અનર્થ નથી.

મન મોહિની—(સ્મિત હાસ્યથી ) જેની પછવાડે સેંકડો સ્ત્રીઓ આતુર છે, અને જેને એક મહા જાદુગરે મરણના ભયથી કેદ રાખ્યો છે. તે પુરૂષ શું જેવો તેવો કે હિણકુલો અથવા મુર્ખ હશે ? કંઈ ખ્યાલ તો કરવો જોઇયે.

સરોવરની સુંદરી—દેવી ! ચતુરાઇથી વેગળાં જશો નહિ, આમાં પણ એક જાતની ધરમ નીતિ સમાએલી છે. તેનો અનાદર કરવા તત્પર થયાં છો. તે પણ એક સોનાની થાળીમાં લોખંડની મેખ મારવા જવુ છે

મનમોહની—જે રાજધર્મ નીતિ પ્રમાણે કોકીલાએ તમારા પર પુર્ણ સત્તા મેળવી છે, તે સત્તા પ્રાપ્ત કરનાર કોકીલાનું શિરચ્છેદ કરવા તત્પર થયાં છો, તે શું તમને

લાંછન રૂપ નથી.

સરોવરની સુંદરી—એતો ક્ષત્રીઓનાં એકવચની પાણી-ધોઈ કાઢવા જેવી ક્રુર પ્રતિજ્ઞા છે. દેવીની ઉપમાથી જગત પુજ્ય થવું હોયતો, અને દેવોની પ્રીતિ સંપાદન કરવી હોય તો, મારી પ્રતિજ્ઞાનો ત્યાગ કરો, નહિકર મારી પેઠે તમે પણ શકિતના શાપથી મુક્ત થશો નહિ.

શ્રીદેવી—આ કંઇ ઓછો શાપ છે. આ શાપનું પ્રાયશ્ચિત કરતાં પણ તેનું નિવારણ થઇ શકે તેમ નથી. તો પછી શકિત એથી વધારે શું શાપ આપવાની હતી.

મનમોહિની—દેવી ! આ વખતે તમે નાસ્તિક કેમ બની ગયાંછો ? શકિત પરની તમારી શ્રદ્ધા કયાં અલોપ થઈ ગઈ ? જો તમારા પર શકિત પ્રસન્ન ન હોત, તો શું તમે મારા પિતા મહામંત્રીને મારીને મને કયાંથી પ્રાપ્ત કરત ?

સરોવરની સુંદરી—એ શક્તિ, શ્રીદેવીનો પ્રેમ કોકીલા પર ચોટાડવા માટે જે તેમને વારંવાર સાહ્ય થતી હતી. તેજ પોતાનાં ઇષ્ટનું અપમાન કરતાં દેખીને મને મહામોદ થાય છે.

શ્રીદેવી—તમે એમાં શું જાણો ? કે, કોકીલા સાથે પ્રેમ જોડવાં, અથવા તો, તેણીના પ્રિયકર સાથે તેણીનો નાશ કરવા આ ખડગ આપી શકિત મને પ્રેરે છે. તેણીની

અગાધ લીલાને કોણ લખે ? તે તો અલક્ષ છે.

**સરોવરની સુંદરી**-દેવી ! કોકીલા અને તેનો પ્રિયકર અતી ભયંકર મુર્ત્તિઓ નહિ હોય. કે, તેનો વધ કરવા માટે શકિત તમને ઉશ્કેરે.

**શ્રીદેવી**—ગમે તેમ થાઓ. તેમાં તમારે માથું મારવાની કંઈ અગત્ય નથી. મારી પ્રતિજ્ઞા પુર્ણ કરતી વખતે જોઈ લેવાશે. કે શકિત મને કે કોકીલાને, કોને સાહ્ય થાય છે તે.

**સરોવરની સુંદરી**—સખી ! એતો તમે ગુલાબમાં કાંટા રોપવા જેવું કર્યું છે. તેમાં ભેળો અમને પણ સ્વાદ ચખાડવા ઠરાવ કરો છો કે શું ?

**શ્રીદેવી**—સખી ! દરેક માણુસ પોતાના સ્વાર્થ સારૂ પોતાથી બનતું કરવા ચુકતું નથી. તો પછી, તું શા માટે ચુકે છે ?

**સરોવરની સુંદરી**—કેવી હૃદય ભેદક વાત સંભળાવો છો. શું ત્યારે મારે પણ નારો સ્વાર્થ સારૂં તમારો પણ આ ટાણે ત્યાગ કરવો ઘટે છે !

**મનમોહીની**—હવે સખીઓનો સ્નેહ ક્યાં ? સખીઓંના સ્નેહમાં તો તેમણે પુળો મુકી દીધો છે.

**શ્રીદેવી**—હા ! હા ! ! અને તેમાં તમારો પોતાનો ભોગ પણ આપવો પડશે. જેથી તમે ચેતો. હવે સખીઓનો સ્નેહ રહયો નથી.

સરોવરની સુંદરી—બેશક, મારે પણ મારા પ્રેમીના રક્ષણ સારૂં બનતું કરવું જોઇયે.

શ્રીદેવી—(આંખ ચઢાવીને મનમોહિની તરફ ) મનમોહિની તું સાવધ થા, આ તારા પાપી પિતાના જાદુઈ તિલસ્માતી મહેલને તોડી નાંખ, અને તેમાં જે કોઈ કેદી હોય, તેને પકડી લાવીને મારે સ્વાધીન કર.

મનમોહિની—ખબરદાર ! હુકમ ચલાવ્યો તો. તમે જાણ્યા હું, તો આ મહેલની તાબેદાર દાસી છું. તે મહેલનો રક્ષક ફરમાવે તેજ કરવું યોગ્ય છે. તેમાં તમારો હુકમ કશા કામનો નથી.

શ્રીદેવી—કેમ નીચ ! પાછી તું તારા જાતિ સ્વભાવને વશ થઈ. તને જીવતી રાખી તેનો આ બદલો વાળતી હુર્ષા નહિ વારૂ ? બેશરમ સમજ.

મનમોહિની—હવે સમજે શું ? એતો રાઇના પાડ રાતે વહી ગયા.

શ્રીદેવી—અરે કુત્રી ! ! હદ ઉપરાંત જઇને વધુ બોલીશ તો તારી જીભ ખેંચી કાઢીશ. શું તું તારા તિલસ્માતી મહેલના રખોલીઆનો મને ડર બતાવે છે ? એ સર્વેનો નાશ કરનાર આ ખડગ તૈયાર છે.

મનમોહિની—એ ખડગજ ઉલટો તમારોજ પ્રલય કરવામાં કામે લાગશે, અને મદ ઉતારશે.

સરોવરની સુંદરી—( મનમોહિનીના હાથ સાહીને ) મોહિની બસ કર, બહુ થયું. વિવેકની બહાર જવું ઠીક નથી. એ દેવી હવણે ઘેલછામાં છે. તેથી તેણીનું અપમાન કરવું નહિ.

શ્રીદેવી—શું તમે મને ભાન વગરની ગણીને હસિ કાઢો છો ? નહિ, નહિ, હું સચેત છું, પ્રતિજ્ઞા પાળવામાં દ્રઢ છું. મોહિની !! હે નીચ મોહિની !!! જલદી વશ થા. નહિ તો, તારૂં મસ્તક ઉરાડી નાંખીશ.

મનમોહિની—હે વચન ભંગી !!! જો સાંભળ !!! જે સાંભળતાં કાનના પડદા ફાટી જશે. કૈકેનું વચન રામે પાળ્યું હતું. પોતાની માતાનું વચન પંચપત્નિ સાથે પાંડુપુત્રોએ પાળ્યું હતું. " હિંદ પ્રધાન કૈમસના પ્રેમમાં પડેલી ચોહાણ દાસી કર્ણાટકીએ પ્રખ્યાત નરરાજા '' પૃથુ '' ચોહાણની " કાનકૂબ્જ પતિ " ની કુંવરી " સંયુક્તા " ના હરણ વખત કનોજ દરબારની સભામાં સુકવિ " ચંદ " બારોટની ઈશારતથી ચેતીને પોતાનું વચન નિર્ભયતાથી પાળ્યું હતું. પોતે દાસી કોમની હલકી, માનાપમાનથી સુખ દુઃખ માનનારી, પોતાના તિરસ્કારથી દેહાંત પર્યંતનું વેર લેવાવાળી, જાતની અને સર્વ રીતે રાજરાણીઓથી દશાંશ દરજ્જાને ઉતરતી એવી દાસીરૂપે કર્ણાટકી, પ્રધાન શ્રીકૈમસના પ્રેમના કારણ જેને હિંદપતિ ચોહાણનો રણવાસ મહા અપમાનના તિરસ્કારથી ત્યાગવો પડયો હતો. આ જગપ્રસિદ્ધ

વાત છે. છતાં પોતાના પ્રીયકરના પાળકની પત રાખવા તથા એક વિદ્વાન કવિનાં વચનને ફક્ત માન આપવા તથા પોતાના રજકને યાદ કરીને વચન માન રાખ્યું. તો તું રાજકુલની કન્યા છતાં વચન ભંગ થવાથી કેટલી બધી નાલાયક થઇશ ? તે તારી નાલાયકી અને સત્યતાનો ભંગ તારા પાપનો ઘટ પૂરો કરશે. જેથી તું એક હલકટ જેવી અસત્યવકતા અને જુઠી થઇ, કે પછી તારી પાસેનાં શ્રીશક્તિનાં આ ઓજારો તારો સ્પર્શ નહિ કરે. પણ તુર્ત ત્યાગ કરી દુર થશે એ વાત તું સત્ય કરી માનજે. ( સરોવરની સુંદરી તરફ જોઇને ) અહો સુંદરી ! હુવે આ તલમાં તેલ નથી. તું પણ સચેત થા અને તારા પ્રેમીનાં રક્ષણ સારૂ કમર કસ.

સરધર—ક્ષત્રિઓના વંશને વગોવનારી અધમ જાદુગની છોકરી ! ક્ષત્રીઓની નાડીમાં વહેતા લોહીને તપાવીશમાં. નહિ તો તેની તું ભોગ થઇ પડીશ.

શ્રીદેવી—બેટા ! કડવી તુંબડીના બીજ કડવાંજ થાય છે.

મનમોહિની—દેવી ! ! બસકર, તારા શબ્દો સાંભળીને આ કાન હવે કઠોર થતા જાય છે. આગલાં વેરને ઉશ્કેરતા જાય છે. તે વેર લેવાનો વખત નજીક આવી પહોંચ્યો છે.

સરધર—ક્ષત્રિઓની કઠોર છાતીને ભેદનારા તારા શબ્દો સાંભળવાને ક્ષત્રિપુત્ર આ સરધર પણ રાજી નથી. શું કરૂ ?

લાચાર છું. આ જાણીને જતી કરૂં છું. આ હત્યાથી લોહી આળા હાથ કરવા એ ક્ષત્રી ધર્મથી વિરૂધ્ધ હોવાથી તારા લોહીમાં મારા હાથ ખરડાવવા આંચકો ખાઉં છું.

**મનમોહિની**—તારૂં જ લોહી પીવાને આ મોહિની જીવતી રહી છે. તે પીધા વગર કેમ રહેશે.

**સરધર**-( ત્રાડ મારીને ) માતાજી ! આ કુટિલ અને નીચ મહામંત્રીની પુત્રી રૂપી અધમ પિશાચણીના શબ્દો મારૂં હૃદય ભેદી નાંખે છે. તેથી સત્વર મારા હાથમાં આપનું આ દીવ્ય ખડગ આપો, એટલે હું તેણીના ચાર કડકા કરીને ભુખ્યાં વરૂઓને વહેંચી આપું.

**મનમોહિની**—ચુપ રહે ! તું સિંહ નથી; પણ શિયાળવું છે. સિંહ સરખાના કટકા કરી, તેનાં હાડ માંસોથી પક્ષિઓને રીઝવનાર, તે મહામંત્રીની, લાડણી પુત્રી આ મનમોહિની પોતાના પિતાનું વેર લેવા સારૂં ક્યારનીએ તલપી રહેલી છે. તે તારા પણ તેવાજ કટકા કરીને પક્ષિઓને ઉજાણી આપશે. એમ બોલતી મનમોહિની જુસ્સાથી સરધરના અંગ ઉપર ધસી પડી. તે જોઇને શ્રીદેવીએ એકદમ આવેશથી મનમોહિનીના કંઠમાં પોતાના હાથનો થાપો મારી નીચે પાટી નાંખી.

**શ્રીદેવી**—સરધર ! ! તારાં હથિયારો સજીને સત્વર સિદ્ધ થા. શુરા ક્ષત્રિઓનું પરાક્રમ, તેની બુધ્ધિ અને તેના

બળનો અનુભવ કરાવવાનો આ સમય છે. તારી બેન વિલા-સ સુંદરીનું હરણુ કરાવનાર, તારા પિતાનું માથું વાઢનાર, મહામંત્રીની આ તિલસ્માતી ગુફા છે. તે ગુફાની અધીકારીણી આ મનમોહિની છે. તેણીનો નાશ કરવો એ તારો મુખ્ય ધર્મ છે. તેની ફરજ બજાવવા તત્પર થા. તું જો મારા કાર્યમાં મદદ કરીશ તોજ તારા અને મારા પીતૃઓ તૃપ્ત થશે. તંબુની બહારની તેની આસપાસ શું છે તે તપાસીને મને નિવેદન કર.

સરધર, શ્રીદેવીનો હુકુમ સાંભળીને પોતાના હથિઆરો સાથે તંબુની બહાર પડી આજુબાજુનો તપાસ કરતો તિલસ્માતી તરફ વળ્યો. તે મેહેલ તરફ જતાં; બહુ નાની તેમ મોટી પણુ નહિ, એવી એક સાધારણુ વાવડી તેની દષ્ટીગોચર થઇ. ને મધ્યમ કદની જોતાં; પુરાણિક રીતે અનુપમ કારીગરીથી વિભુષિત હતી. તેણિની માંહેલી ભીંતો પર પાણીના પેટા ભાગમાં ચીતારેલી સુઆંગાં સુંદરીઓના મનહર ચીત્રો કે, જે પાણીના હલવાથી હરતી ફરતી સચેત રાજકુમારીકા જેવી દેખાતીઓ હતીઓ, તેણીઓને જોઇને ચિત્તનું અતિ આકર્ષણુ થવાથી નેત્ર ભર નિરખવાની અભિલાષાથી સરધર વાવડીના પગથીઆં માપતો માપતો અંદર ઉતરતો ચાલ્યો. પ્રેમના મોહમાં અંજાઇને આગલા ભાનને ભુલી છેક પાણી પર્યંત પહોચ્યો. અને તે કારમી પુતળીઓ નિચે

નિચે જણાવાથી તેમાં ભુસ્કો માંરી તે ચિત્રો સાથે લોપ થઈ ગયો.

ઘણા વખતથી જમીન પર પડેલી મોહની પોતાનાં ચિત્તમાં શ્રીદેવી પર અતિશે ક્રોધમાન થઇને બરગડતી ઉઠી અને તેણીનાં અંગ પર ધસી જઇને બોલી કે, હે મુર્ખી! તું ઘણી અવીચારીણી છો. સાહસ કર્મ કરતાં ડરતી નથી, તું આશ્ચિતનો વિચાર કરતી નથી. તને સર્વશક્તિમાન બનાવનાર શક્તિનીજ તું બરાબરી કરવા ચાહે છે. તેથી અમર્યાદિ અને હિણકુલી જેવી ચાલ પકડે છે તેથી તને ધિક્કાર છે. તું હવે શ્રીનારાયણના ખોરાકને પાક થઇ છો. "અભિમાન" તેજ શ્રીહરીનો ખોરાક છે. અને તું અતિશય અભિમાની થઈ ગઇ છો "કશ્યપ" પત્નિ "દિતિ" ના પુત્રોની પેઠે તું પણ જગત્કર્ત્તાના ભક્ષ્યનો ભોગ થઈ પડીશ તું આ મહામંત્રીના ઘરની મહાવિદ્યાને પનાળે અદ્યાપ પણ આગળ તને જણાઇ આવશે. ભવિષ્યમાં તું કુંટાઇ ભુંસાઈ જશે. એમ કહી બે હથેલીઓ એક બીજી સાથે ઘસતી અને ઓંઠ ડસતી મનમોહની નીચું જોઈને ચુપ ઉભી રહી.

શ્રીદેવી—હે મુંઢા!! તું જરાપણ કુલપતનો વિચાર કર્યા વગર બેઅદબીના બોલ બોલે છે. તેથી જણાયછે કે, તને બોલવાની કંઈપણ ગરજ નથી. હું અને તું કોણ? તારો અને મારો કેવો સબંધ અને કેટલે દરજજે તારે મારો

સાથે વર્તવું જોઇએ તેનો તને કંઇપણ ખ્યાલ નથી. તું ખરેખરી સાહસીક છે. તું ગુમાની હોઇને બીજાને ગુમાની કહે છે. પણ ગુમાનની પુતળી ગુમાનમાંજ ગુમાઈ જશે. તેનું પરિણામે જોવામાં આવશે.

**સરોવરનીસુંદરી**—વાહજી ! ! વાહ ! ! ! સુંદરી ! તમારી જેવી સ્વતંત્ર સ્ત્રીઓ પણ દુનિઆમાં થોડીજ હશે ! ! ! તમે એક તમેજ છો. તમારી માતાએ તમનેજ જણ્યા છે. તમારી હમેશની મદદગાર, પોતાનો બાપ મારેલો છતાં શત્રુને આધીન થઈ રહેલી નિષ્કપટી અને ભોળા મનન એક અબળાની સામે, પોતાની સુખ દુઃખની સાથણી છતાં. તિરસ્કાર અને ધિક્કારથી તાબેદારણી ગણીને દબાણના દબદબાથી રીબાવો છો, એ શું ઓછું અભિમાન અને નિર્દયપણું છે. તમે સાફ સમજો છો, કે કોકની શકિત સિવાય તમને બીજું કોઇપણ આ નિજન જંગલમાં મદદગાર નથી. તે શકિતને તમે ઉલ્લંઘી જવાથી મહાશકિતપણું ધરાવો છો. એજ તમારી હિમ્મતની બલિહારી

છે. એકલાંથી કંઇપણ થાય નહિ. એક હાથે ટપાકો પણ ન વાગે. તમે જાણો છો, કે એક પુરૂષ પછવાડે આપણે અનેક સ્ત્રીઓ છિયે. કોકરૂપી કળાતંત્ર એ પવિત્ર પતિની પ્રાપ્તીનું એક સાધનજ છે. એમ હું માનું છું. તેને તમે ત્યાગો તો, કોઇપણ વાહન આપણને આ વિઘ્નરૂપી સમુદ્રમાથી તારીને

ગુણનીધીરૂપી કિનારે પહોંચાડે એવું નથી. હવે કોક કે કો-
કિલા ? તે વિષે નિશ્ચય કંઇ પકકો થઇ શકયો નથી. પણ,
પોતાની મનભ્રમણા તથા શકિતની સ્વપ્નસુચનાથી તમે અ-
ટકળ માત્ર કરો છો. ત્યારે અટકળપર બળ કેમ બંધયા ?
તે અટકળપર બળ બાંધીને જે બકો છો તથા પોતાના જે-
વી બીજી કેટલીએક સદગુણી સુંદરીઓને રોવરાવવા માંગો
છો. કોકરૂપી કોકિલાના મરણથી તમે એકજ રંડાશો. કાંકે
ગીંઢાળે બાંધીને તેની સાથે તમે લગન કર્યા છે. પણ ગુણ-
નીધીના મરવાથી તો ઘણી સુંદરીઓ રંડાઇ પડે એમ છે.
જેણી બિલકુલ કાચી કુંવારી અને પરણવાની મહા ઉમેદવા-
રીઓ છે. પુરૂષરૂપે સ્ત્રીને પણ, ભોળપણથી પરણી લેનારી
પતિવૃતાઓ તેનોજ છેડો પકડીને બેશી રહે છે. ફણબીઓના
વિવાહમાં બે ગર્ભિણી સ્રીઓ પરણે છે. બાળક જન્મ્યા
પછી પુત્ર કે પુત્રી અનુક્રમે આવે તો, તે પતિ પત્નિ બને
છે. પણ, ઉભય પુત્ર કે પુત્રી હોય તો ઉભાવાંસ ફાટે છે.
પરંતુ તેથી કંઇ વિશ્વાસઘાતનો આરોપ મૂકીને કોઇને દેહાં-
તની શિક્ષા થતી નથી. તમે તો ધર્મન્યાય અને દેશરીવાજ-
ની વિરૂધ્ધ બોલો છો. રાજકન્યા છતાં દ્વેષ બુધ્ધિથી વિશ્વા-
સઘાતકી સાથે બીજા નિરાપરાધીને પણ હણવાની કલ્પના,
શું એક ખાનદાન મનુષ્ય કરે ? ના એતો કોઇ નાદાનનાં
કામ છે. આજ દિવસપર્યંત હું તમને મારી પ્રિયકર માનીને

ગુણુનીધીના ઘરમાં બીજા નંબરની રાણી થવા ઇચ્છા ધરાવતી હતી. પણ, હવે હું સમજી, કે તમે મારી એક દાસીપણાને પણ યોગ્ય નથી. તેથી હું લાચાર છું. ગુણુનીધીની બાબતમાં તમારા મુખમાંથી નીકળેલા ગેરશબ્દો એ મારા મનના પ્રેમાવરણનો ઝરો તમારાપર ઝુકતો અટકાવ્યો છે. એ વાત નિશ્ચય માનજો. કે દિવસાનું દિવસ મારો પ્રેમ તમારાથી ધીરે ધીરે ચુપાચુપ પાછલે પગે પલાયન થવાનો વીચાર કરશે. અને તમે એકલાં પડી મહાકષ્ટ ભોગવી પોતાનાં અભિમાનમાંજ પ્રલય થઈ જશો. તેમાં કંઇપણુ શક નથી.

શ્રીદેવી—( ભમર ચઢાવીને ) બેશક ! તમો જે કંઈ શબ્દોથી મારૂંજ અપમાન કરો છો તેનું કારણુ હું સારી પેઠે સ-જી શકીશું. મારી આગલી ઉમેદને તોડીને પોતે આગેવાન થઇ જવા તથા આગળપણાનો લાભ લેવા અને કોકિલાને પ્રિય કર થવા પ્રયત્ન કરોછો. પણુ યાદ રાખજો, કે તમારો સર્વ પ્રયત્ન નારદના વિવાહ જેવો વ્યર્થ છે. જો તમે કોઇ પણુ સ્વ શક્તિ ધરાવતી હો, તો તોડો આ તિલસ્માતી તંત્ર ખાનાનો કિલ્લો, અને બતાવો પોતાનું બળ. નહિ તો, વ્યર્થ મિથ્યા ભિમાનના શબ્દોથી પોતાની સરદારિણીનું અપમાન કરવું છોડી દો. મહા પાપીણીઓ ન બનો.

મનમોહિની—વારૂ ! જ્યારે તમો એવાં હીમ્મતવાન છો, તો વદો આગળ, કોણુ વધે છે ?

**સરોવરની સુંદરી**—સરદારિણીપણું ધરાવતી હોય, તેણીએ આગેવાની લેવી ઘટે છે.

**શ્રીદેવી**—( છાતી ઠોકીને ) હા ! હા ! ! હું તૈયાર છું. પણ તમો પોતાનાં બળનું અભિમાન ધરાવનારીઓછો. તેથી એમાંની એકજણી આગળ પગ ધરનારી થાઓ. આગળ પગ ધરાવવામાં કંઇ પણ વાંધે નથી. પણ તિલસ્માતીખાનામાં પગ મુકયા પહેલાં મંડળીનાં માણુસો એકત્ર થવાં જોઇયે. જેમાંનો સરધર હાજર નથી, તેથી તેની વાટ જોવી જોઇયે.

**મનમોહિની**—વાટ ને ઘાટ એ બધું રસ્તામાં. સરધર શુ કરવાનો છે ? એ કયો જાદુખોરો કે કળાધર છે ? કે તે તિલસ્માતી દરવાજો ફોડી આપે ! એતો આ અભિમાની પુતળીનુંજ કર્મ છે.

**શ્રીદેવી**—વારૂ, વારૂ ! ! પાછલા પહોરનો એક ઘડી દિવસ રહ્યો છે. તેટલે ગુમ થઇ જાય, સંધ્યા જાગે અને દિવા પર બત્તી દાખલ થાય, તે દરમીયાન જો સરધર નાહ્ક આવી પહોંચે, તો હું સત્યતાથી કહું છું કે મારી સરદારી નીચે તમારે તિલસ્માતી તોડવા તત્પર થવું પડશે.

પ્રિય વાંચક ! આ પ્રકારની રકઝકમાં સંધ્યાકાળનો એક ઘડી દિવસ ગુમ થઇ ગયો સુંદર સંધ્યા ખીલી નીકળી, પંખીઓ કલોલ કરતાં પોતાના માળમાં પેશી ગયાં, નક્ષત્રોની ઝાંઇ શુદ્ધ પડવા લાગી. જ્યાં ત્યાં શાંતિ ફેલાણી, કું-

ભારના લીંભાડાના ધુંમાડાના ગોટે ગોટ નીકળવાથી પ્રાતઃ કાળની ઝાકળ જેવો દેખાવ થઇ રહયો હતો. સુંદર અને સંધ્યાકાળની વખતે મજકુર ત્રણુ સુંદરીઓ સરઘરની રાહ જોતી બેઠી છે એટલામાં દિવાપર બત્તી ચઢી, રાત પડી અને રાતની ઘડીઓ ચાલતી થઈ.

અત્રે જણુાવવાની જરૂર છે કે, આ વખતે શ્રીદેવીની સામે મનમોહિનીની જે ઉદ્દગારો કાઢતી હતી. તે કપટભાવ તથા પોતાના પીતાનું વેર લેવાના હેતુથી કાઢતી હતી, અને તેણીને પોતાના તંત્રખાનામાં ફસાવવાને પુર ચાલાકીથી યુકિત ચલાવી રહી હતી.

તે કપટભાવની યુકિતઓ બે સુંદરીઓના જાણુવામાં મુદલ ન હતી. યુકિતથી દેવીને ક્રોધાયમાન કરીને તંત્રખાનાને તોડવા સારૂં આગેવાન કરી છે. આ તિલસ્માતી મહેલના તમામ તિલસ્માતો મોહિનીથી અજાણ્યા નથી. તેણી મનમાં લેય તો, શ્રીદેવી, સરોવરની સુદરી અને તંબુ સુધાં જમીનમાં પ્રલય કરી નાંખે. અને તેમજ કરવા સારૂં એક હથેળી સાથે બીજી હથેળી ખુબ જોરમાં ઘસી હતી. પણુ, તે વખતે મહાશક્તિએ તેણીની શકિત હરી લીધી હતી. તેથી તેણી મનમાંજ સમજીને તેણીઓને તિલસ્માતી તંત્રખાના આગળ લઇ જવાને ઉશ્કેરી. ત્યાં પણુ મનમોહીની પોતાની કળામાં ફાવનાર નથી.

શરધર નહીં આવવાથી શ્રીદેવીના મનમાં મ્હોટી ફાળ પડી, અને જળની માછલીની પેઠે તડફડીઆ મારવા લાગી. આવરી બાવરી બનીને તંબુની બહાર નીકળી બહુ શોધવા લાગી. પણ શરધરનો પત્તો તેને ન લાગવાથી તે નિરાશ થઇ જઈને મનમાં કહેવા લાગી કે, રખેને આ અભાગણીએ મારા નિર્દોષ શરધરને પોતાની જાળમાં ફસાવ્યો ન હોય? અરે! હું એની માતાને શું જવાબ આપીશ! બનનાર મીથ્યા થનાર નથી. થવાદો! આમ બરબડતી તે પાછી તંબુમાં આવી અને શકિતએ અર્પણ કરેલા સર્વ શસ્રો અને મહામંત્રીની ગુફામાંથી મળેલી બીજી વસ્તુઓ ગ્રહણ કરીને આ બંનેને કહ્યું કે, જુઓછો શું! સમય થઈ ગયો છે' કાર્ય કરવાને બહાર પડો!

એટલા શબ્દો શ્રીદેવીનાં મુખમાંથી બહાર પડતાંજ મનમોહીની અને સરોવરની સુંદરી બહાર નીકળી. તેની પાછળ શ્રીદેવી પણ નીકળી. આ ત્રણે જણીઓ ધીમે ધીમે ચાલતીઓ તિલસ્માતી તંત્રખાનાના ત્રીજે પગથીએ આવી અટકીઓ. તે જોઈ તે મસ્તકે કહ્યું કે, ' ભ્રષ્ટ થયેલી મનમોહીની શત્રુના હાથે સ્વપીતાનો નાશ કરાવી, એટલુંજ નહીં પણ તેની વિદ્યાનો ભંડાર લુટાવવા માટે સ્વશત્રુને સાથે લઇને આવતાં તું શરમાણી નહીં! તને જાદુની મહા વિદ્યા શીખવી, અને તારા પીતાના ગુરૂએ આ મહા તંત્રખાનાનો

સર્વે ભેદ બતાવી તેની અખીકારીણી બનાવી તે શું આ વખતનેજ માટે ? તારા પીતા સાથે તું પણ મરી કેમ ગઇ નહીં ? તારૂં જીવતર વૃથા છે. તારી કલ્પના સમુદ્રના ફીણ જેવી છે ! શું તું હવે આ તંત્રખાનાને આવી દશામાં રહેલું જોઇશ ? શું તું હવે આ તંત્રખાનાનો અધિકાર ભોગવવા જીવતી રહીશ ? તારી આશા સાથે આ તંત્રખાનાનો નાશ થશે ! તે તું તારી આંખે જોવા પણ નહીં પામીશ ! હાય ! તને આવા શબ્દો કહેવાને મને અધિકાર નથી, તે અધિકારીણીને કહેવાને તત્પર થયો છું. એ શું થોડી આશ્ચર્યની વાત છે ? નસીબ તારા ! તારા ઘોર કર્મોએ મારી ઉપરનિ સત્તાનો નાશ કરાવ્યો છે ! અરે ! ઘોઝારી ! થોડી વાર પછી મારે ઠેકાણે તારૂં મસ્તક આવી ક્ષણીક વાર આ તિલસ્માતી મ્હેલનિ ચોકી બજાવી, મ્હેલને તોડનારના હાથમાં જશે !

**મનમોહિની**—નિમક હરામ મસ્તક ! ખબરદાર છે આવું બોલતાં તારી જીભલડીને અભડાવી વધું બોલીશ તો વેરીઓનું વેર લેવા માટે વેરીઓને સાથે લાવી છું અને વેરીનિ કન્યા વિલાસ સુંદરીને; મારા પિતાના દુષ્ટ મીત્ર કલાધરના હાથમાંથી મુકત કરવાને ઉન્મત બનેલા ગુણનીધીને પકડી કળાધરના હાથમાં આપવા માટે મેં જે પ્રતિજ્ઞા લીધી છે તેને હું પુર્ણ કરીશ નહીં ? તે કરવા માટે તું મને

સહાય થા ! નહીં તો તને પણ અગ્નિને સ્પર્શ કરાવ્યા વગર ભુંડને શોપી દઈશ !

મસ્તક—ચુપ રહે ! અઘોરણી. ચુપ રહે ! થોડા મૂળ માટે ઘાડા સંબંધનું અપમાન કરતાં તારી જીભના કટકા કેમ થઇ જતા નથી ! તું કોણ ! અને હું કોણ ! તેનો હવે સંબંધ રહયો નથી. તે સંબંધને તોડનાર તારી અને મારી સત્તાનો છેલ્લો દરવાજો ફુટી જઇ તારા શત્રુને જાગ્રત કર્યો છે, એટલે હવે હું શું કરૂં ?

મનમોહિની—હાય ! નખોતદ વલી ગયું ? તારી સત્તાનો છેલ્લો દરવાજો કોણે મોડયો ?

મસ્તક—સર્વના અહંકારનો નાશ કરનાર ચહુઆણ વંશની કોકીલાએ મોડયો !

શ્રીદેવી—તે કયાં ગઇ !

મસ્તક—તેનો ઉત્તર તને આપવાને હું બંધાએલ નથી.

મનમોહીની—શ્રીદેવી હવે તમારૂં પણ આવી બન્યું !

સરોવરની સુંદરી—કહે ! હવે રાઠોડ વંશથી ચહુઆણ વંશ વધે કે નહીં ! ચહુઆણ વંશના બીજ કંઇ જેવા તેવા હશે !

શ્રીદેવી—( જરા અચકાઇને ચહુઆણ વંશના એવા હજારો બી મારી સન્મુખ કેમ આવી ઉભા રહેતાં નથી. તો પણ શું હું રાઠોડ વંશના પીતૃઓને નર્કે જવા દઇશ !

મનમોહીની—ઠીક છે. ઠીક. હવે રાઠોડ વંશના કે ચહુ-

આણું વંશના પીતરૂઓ નર્કે જાયછે તે હમણાંજ જણાઈ આવશે!

**શ્રીદેવી**—એ નીચ ! તારી યુકતી ચલાવવામાં તે પાછી પાની ભરી નથી ! છતાં હાથનાં કર્યાં હૈયે વાગ્યાં ! હાથની લગામ તુટી, તારો ચાબુક તારી પીઠ પર પડયો ! છતાં તું છાની રહેતી નથી. તારે માટે જો એ મસ્તકનું કહેવું સત્ય હોય તો, તારા ભવિષ્યનો વિચાર કરવા તત્પર થા નહીં તો પસ્તાઈશ !

**મનમોહિની**—મેં તો પુર્વથીજ વિચાર કરી રાખ્યો છે. તો પછી હવે શું વિચાર કરૂં ! હવે વિચાર તમારે કરવાનો છે ! ક્ષત્રાણીનું શુર બતાવવાનો આ સમય છે ! માટે બતાવો ! તિલેસમાતી તંત્રખાનાને તોડી તમારા શત્રુને વશ કરો ! એટલે હું પણ ગંગા નાહી ! ( સરોવરની સુંદરીને ) કેમ ! તું પણ કંઇ બોલતી નથી. આમાં તારો પણ સ્વાર્થ છે, તારા સ્વાર્થ માટે તારે પણ કંઇ કરી બતાવવાની જરૂર છે.

**સરોવરની સુંદરી**—તમારા જેવી સમર્થ આગળ હું તો તરણાં સરખી છું ! એ તરણાને મેરૂ સમાન બનાવનાર ત્રીલોકનો નાથ છે ! એ નાથને મેં મારૂં સર્વસ્વ અર્પણ કરી દીધું છે. તે જોઇશે તો મારે ને જોઇએ તો ઉગારે ?

**શ્રીદેવી**—હે મસ્તક ! તું કોણ નિર્જીવ છતાં તારામાં જીવ ક્યાંથી આવ્યો ! તે સત્વર કહે !

**મસ્તક**—તે કહેવાને હું સમર્થ નથી.

**શ્રીદેવી**—નહીં કહીશ તે બળાત્કારે કહેવું પડશે !

મસ્તક—અભિમાનીઓના બળાત્કારથી આ મસ્તક કદી પણ ડરતું નથી.

શ્રીદેવી—બેશક ! અભિમાની છું ! એ અભિમાનનો કાલો આંકડો જ્યાં સુધી શરીરમાં ચઢયો નથી ત્યાં સુધીજ તું તારી જગ્યા ઉપર બેશી શકીશ !

મસ્તક—પારકા બળ ઉપર અભિમાન કરી જીવતનું શું રક્ષણ કરી રહી છે ! તું તારા અભિમાનથી બોલતી નથી પણ એક અલોકિક માયીક શકતીના બલના અભિમાનથી બોલવાને તું આટલી બધી ઉન્મદ બની છે !

શ્રીદેવી—તેથી તું શું કહેવા માગે છે !

મસ્તક—કહીશ પણ તારૂં પાણી રહેશે નહીં !

દેવી—કેમ ! પાણી નહીં રહે ! એવું મોતી કંઇ હલકું નથી કે તેનું પાણી ઉતરી જાય !

મસ્તક—એમ છે તો શક્તિના ખડગો ચક્રો કળાધરનું મોત, રાક્ષસના બાળો, વનદેવીનું ખડખ કળાધરની પ્રિયકર કળાશુરીની જાદુઈ ગુંફામાંથી ગુણુનીધીએ મેળવેલા ચાર રત્નો તારી પાસે છે તે મારી સન્મુખ મુકી દે.

મનમોહિની—દેવી ! એમાં શી મોટી વાત છે ! મસ્તક તો ફોકટનું નાચી રહ્યું છે ! શક્તિના શસ્ત્રો લેઇ ભલે મસ્તક રાજી થાય ! એ કયાં જાણે છે શકતીની અપરમ ગતિ !

સરોવરની સુંદરી—એમાં શું છે ! દેવી જાણતી નથી?

કુન્દનનો વળી કસ હોય ! શુ દેવીને તું કમ સમજે છે ! જોતજોતામાં મસ્તકને ઉરાડી મુકશે ! તો તારૂં મોઢું ઘાંચીના બેલની અંધારીના જેવું થઈ જશે.

**દેવી**—( ક્રોધાયમાન થઇને સર્વ વસ્તુઓ મસ્તક આગળ મુકીને ) લે. લે. મસ્તક દેવીની શક્તિના શસ્ત્રો. અને બીજી વસ્તુઓ તે લઈ તું રાજી થા !

**મસ્તક**—બસ દેવી ! બસ ! એટલુંજ જોઇતું હતું. હવે અજમાવ તારા બળને !

શ્રી દેવી હથ્યાર વગરની થઇ પડવાથી મનમાં બહુ મુંજાવા લાગી. પરસેવાથી તરબોળ થઇ ગઈ અને એક ચિત્તથી મનમોહીનીને નિહાળવા લાગી. નિહાળતી નિહાળતી તેના અંગ ઉપર ધસી જઈ, તેને કમરમાંથો પકડી અધર ઉપાડી ખુબ ફેરવીને ધોબીની પેઠે મસ્તકને માથે ધોવા લાગી, આ મારથી અને મોહીનીના સ્પર્શથી મસ્તક ત્યાંથી ઉડી ગયું.

આ મસ્તક ઉડવાની સાથેજ તિલેસમાતી મહેલની અંદરનો છઠો દરવાજો ત્રુટી પડવાનો ધડાકો મનમોહીનાના કાન વિંધી સોસરવો બહાર નિકળી જવાથી મનમોહીની ત્યાંથી માછલીપેરે ઉડી તિલેસમાતી તંતરખાનાની બહાર આવી પડી.

---

## ચમત્કાર સાતમો.

મસ્તક ઉડતાજ તેની જગ્યાએ આકૃતી ઉત્પન થઇ. તે

બે હાથ લાંબા કરીને શ્રીદેવીને કહેવા લાગી કે ' હે શ્રીદેવી ! હું તને પાંચમાં ચમત્કારમાં સર્વ બાબત સમજાવી ગયેલ છતાં તું તે બરાબર સમજી ન શકવાથી તને ગર્વ થયો છે ! ગર્વ કરવા પહેલાં તે જો ધીરજ ધરી હોત તો તારે આવી પ્રતિજ્ઞા લેવી પડત નહીં. ભલે તેં પ્રતિજ્ઞા લીધી. પણ તે તારી પ્રતિજ્ઞા પુર્ણ થનાર નથી. શું તું મારા બીજરૂપી કોકલા અને ગુણનીધિને મારી શકીશ ! નહીં ! નહીં ! તુજ તેના ચરણની દાસી થવા તત્પર થઈશ ! માણસોનો અહંકાર એજ માણસોનો વિનાશ છે ! સીતાના વિયોગથી રામને રૂદન કરતાં જોઈ પાર્વતીને ગર્વ થયો હતો. કૃષ્ણને મારા સરખો સખો અને ભકત કોઇ નથી એવો અર્જુનને ગર્વ થયો હતો. કૃષ્ણને મારા સરખી બીજી કોઇ પટરાણી નથી એવો ગર્વ રૂકમણીને થયો હતો. પાંચ પાંડવ અને છઠા નારાયણનો ભોગ લેવાનો દ્રૌપદીને ગર્વ થયો હતો તો તને થાય તેમાં નવાઇ શી ! જેને હું આધીન છું, અને તેની ઈચ્છાવડે તેના ભક્તોને રક્ષા કરૂં છું, એવા શ્રીહરીએ સર્વનો ગર્વ ઉતાર્યો હતો. તેમ તેની ઇચ્છાથી તારો ગર્વ પણ ઉતરી ગયો છે. તું પુછીશ કે તે કેમ અને કેવી રીતે તો હું તેનો તને ટુકામાં ઉત્તર દઇશકે, તારો શરધર આ તિલેસમાતને ભોગ થઇ પડયો છે, અને તારી શકતી અને તારૂં દૈવત હરાઇ ગયું છે, એટલુંજ નહીં પણ તેની સાથે મસ્તકે તારી પાસેથી મારી સર્વ વસ્તુ-

ઓ પાછી લઇ લીધી છે. તેં મારી અવગણના કરી છે તેથી હું તને કદરૂપી બની જવાનો શાપ આપું છું જેથી તારી શ્રદ્ધા મારી ઉપર ચોંટે અને તારા અંતરમાં કોકિલા અને ગુણનીધીનું વેર જે કાંઇક રહેવા પામ્યું છે તે પણ નીકળી જાય. જો કે તારા અપરાધની તરફ જોઇને મેં તને શીક્ષા કરી નથી. પણ તારા પ્રત્યેના પ્રેમ તરફ વળીને કરી છે. તારા ઉપર મારો જે પ્રેમ છે તે પ્રેમમાં જરા પણ ઓછપણ આ-વવાની નથી, આ પ્રેમની ઇંધાણી તરી કે તે શાપનું નીવા-રણ કરનાર સાધન તને બતાવુ છું તે લક્ષમાં લે.

પોતાની ભુજામાંથી એક તીર ખેંચીને, અને તે શ્રીદેવીને બતાવીને કહેવા લાગી કે, , આ તીર જાવા દેશમાં આવેલા જ્વાલા મુખી પહાડના અગ્નિ કોણમાં એક મ્હોટી ગુફા છે, તે ગુફાની ઉપર પારિજાતકના પુષ્પોનું એક ન્હાનું સરખું વન છે, તે વનવાલી ગુફામાં કંદ્રાક્ષ નામનો એક રાક્ષશ રહેછે, તે રાક્ષસની છાતીમાં ખુંચી જશે. તું ત્યાં જઇ તે તીર ખેંચ-જે, એટલે તે રાક્ષસ મરણ પામશે. રાક્ષસના મર્યા બાદ તું તે ગુફાનીઅંદર જજે, અને તેની અંદર એક મ્હોટો બાગ આવશે. તે બાગમાં, તે રાક્ષસની કદ્રા નામની કન્યા બેઠી બેઠી વીણા વગાડતી હશે. તે તને જોઇ એકદમ ઉભી થઇ, સામે આવી તને ભેટી પડશે અને તારો હાથ ઝાલી તને તેના મ્હેલમાં લઈ જઈ પુર્વનું તારૂં વૃતાંત સંભળાવશે, એ-

ટલે તારૂં સ્વરૂપ બદલાઇ પુર્વના આકાર જેવું બદલાઇ જશે. તેને તારી સાથે લઇ તું માગધ દેશમાં જજે; ત્યાં તને તારો શરધર અને કોકિલાનો ભેટો થશે. એટલું કહી શક્તિએ તરત તીર ફેંક્યું. તીર સણુસણાત કરતુ આકાશ માર્ગે પવન વેગે ઉડી ચાલ્યું તેની પાછલ શ્રીદેવી પણ ચાલી.

શ્રીદેવી ગયા પછી શકિતએ સરોવરની સુંદરીને કહયું કે, ' તું તો શંકરના શાપથી મુકત થઇ છો. પણ તારો પ્રેમી મુકત થયો નથી. તે શાપમાંથી તેને મુકત કરવો એ પણ તારો ધર્મ છે. આ ધર્મ બજાવવા માટે હજી તને બીજા ચાર વર્ષ સુખ દુઃખ ભોગવવું પડશે. આ દુઃખની વખતે તારી ઉપર કોઇ શત્રુ ચઢી ન આવે તેટલા માટે તને મારી શકિતનું એક શસ્ત્ર તને આપું છું, તે તું લે. ( સરોવરની સુંદરી લે છે. ) તું બે વર્ષ સીંધુ નદીના કાંઠે આવેલા પ્રદેશમાં રહીને, ત્રીજે વર્ષે તીબેટ દેશમાં ઉતરજે, અને ત્યાંથી તારા તંબોલ જવાનો રસ્તો છે, તે રસ્તાની આસપાસ બહુ ઘાડું જંગલ છે, અને તે જંગલમાં મહાભારતના સમય પછીનો એક યોગેશ્વર સમાધી ચઢાવી તપશ્ચર્યા કરી રહેલો છે. તેની તું બાર માસ સુધી સેવા કરજે, તેં તારી સેવાથી તારી ઉપર પ્રસન્ન થઇ વર માગવાનું કહેશે, તો તુ એટલું જ માગજે કે, પુર્વના પ્રેમી સાથે મારો સંબંધ થતાં મારૂં અખંડ સૌભાગ્ય રહે, અને પાંચ દંડ માંગી લેજે. તે તુને

આપશે. તે તું લઇ માગધ દેશમાં જજે. જ્યાં તને તારા પુર્વનો પ્રેમી ભેટશે. મેં તને જે ચક્ર આપ્યું છે તે ચક્ર વડે આ મનમોહીનીનું મસ્તક છેદી નાખ, અને તું ચક્ર લઈ તારો પ્રવાસ આગળ ચલાવ.

સરોવરની સુંદરીએ તરત ચક્ર ફેરવીને મનમોહીનીનું મસ્તક ઉરાડી મુકયું, તે મસ્તક ફરતું ફરતું જ્યાં આકૃતિ હતી ત્યાં આવ્યું, તે જોઇ આકૃતિ અદ્રશ્ય થઇ ગઇ અને તેને ઠેકાણે મનમોહીનીનું મસ્તક ગોઠવાઈ ગયું. તે જોઈ સરોવરની સુંદરી પણ આ તીલેસમાતી મહેલને છોડી આગળ ચાલી.

પ્રીય વાંચક ! આ તીલેસમાતી તંત્રખાનાની બહારની રંગભુમી ઉપર જે ખેલ પાંચ સુદરીઓ ભજવી, તે ખેલની યોગ્યતા મુજબનું ફળ પ્રાપ્ત કરીને પોતાને પઠે પહોંચ્યો તે તેં એક ધ્યાનથી જોયો હશે ! હવે આ રંગભુમી ઉપર દ્રાપશીન નાંખ.

આ ખેલ જોતાં તું પણ મારી પેઠે થાકી ગયો હોઇશ. માટે પંદર મીનીટનો વીસામો લેવો કે જેથી તારો અને મારો થાક ઉતરી જાય ! પણ વાંચક ! આ વીસામો લેતા કદાચ મને ઉંઘ ખેંચી ગઇ તો તારા રંગમાં ભંગ પડશે ! તો તું મને આળશુની ઉપમા આપીશ. ઉંડા નીશાશો નાંખીશ ? માટે નહીં ! ભલે થાકી ગયો હઊં ! પણ ચાલતી આવેલી રંગ રેલીની ધારા તુટવા દઈશ નહી, અને તેથી તને વધારે રંગમાં તરબોલ કરીશ ! તેટલામાટે નીરાશ ન થતાં તુ ઉમં-

ગથી તે રંગનો આનંદ લુટવા મારી સાથે તીલેસમાતી તં-ત્રખાનાની અંદરની રંગભુમી ઉપર ચાલ! અને તે રંગ ભુ-મી ઉપર કેટલા અને કોણ પાત્રોછે, અને તે પાત્રો પોતાનો વેશ કેમ ભજવેછે તે તું જો.

જેનું શરીર સુકાઇ જંગલની લાકડી જેવું બની ગયું છે, જેની જટા રજમાં રગડાઇ રહેલી છે, જેના કપાલની ચા-મડીની કરચળી વળી ગઇ છે, જેની આંખમાં બોર જેટલા ખાડા પડી ગયા છે, જેની નાકની દાંડી સુકાઈ જઈ નાકના નસકોરા સાથે ડબાઈ ગઈ છે, તે નાકના નસકોરામાંથી ઝી-ણો અને મંદ શ્વાસ નિકળી રહેલો છે. ગાલનાં ખાડા પડી જવાથી મોઢાનો આકાર બદલાઇ ગયો છે, દાંતની ઉપર ર-જના પડ બંધાઇ ગયા છે, જીભ ટુંકી પડી ગઇ છે, એવી દશાને પ્રાપ્ત થયેલ ગુણનીધિ પોતાના બે હાથ રમા અને કળાશુરીના ખભા ઉપર મુકી ઉભો છે. જેમ એક માણસ પો-તાના બીછાના ઉપર પડી ડચકા ખાતો બોલતો હોય તેમ ગુણનીધિ ડચકા ખાતો કળાસુરીને કહેવા લાગ્યો કે, 'જે વે-રણોનો નાશ કરવા માટે હું તેને અહીં સુધી લાવ્યો છું, તે વેરણ પોતાનું વેર ભુલી જઇ, આ સમે પોતાના હાડ શત્રુને, પોતાના શરીરના નાજુક ભાગ ઉપર ટેકવી, પોતાના પ્રાણ કરતાં અધિક તેના પ્રાણનું રક્ષણ કરી રહેલ છે, તે જો-ઈ, તે પ્રત્યેનો મારો કિનો, જે આ ખાખ થઇ ગયેલા ઘર-

માં ઘરકરી બેઠો હતો, તે કીનો તેમાંથી નિકલી ગયો છે. ના વગરના ખાલી પડેલા ઘરને, જો યે તો લુટો, જોઇયે તો તેને આગથી બાળી નાખો, તોપણ તે કીનો તેનું વેર લેવા-ને તેના ઘરમાં દાખલ થઇ શકશે નહીં. અને તમારા પ્રીય કર કળાધરના સુખનો નાશ કરવાને યત્ન કરી રહેલા ગુણ-નીધિનું મસ્તક કાપી, તમારા પ્રીયકરના હાથમાં આપી; તેનો પુનઃ પ્રેમ મેળવવાનો આ સમય ઠીક છે. હું મારૂં માથું ખુશીથી કાપી આપી તમારા ઉપકારનો બદલો વાળી આપ-વાને તત્પર છું. શત્રુઓમાં શું દોષ છે, અને શું ગુણ છે, તેનો પરીક્ષક હોય તેજ જાણે છે ! તમે સ્ત્રીઓ છો, ઉત્તમ રત્નોની ખાણ છો, તે ખાણ ગમે તેવા પાપોનો સંગ્રહ કરે; તોપણ તે ખાણ તેના રત્નોના પ્રકાશથી પોતાના પાપને જો-ઈ શકે છે ! તે પાપનો ત્યાગ કરવા યત્ન કરી શકે છે.

એથી હું તમને વારે આપી શકીશ નહી, અને તે આપવાનો આ સમય છે. સમે ગયા પછી તમે જે કાંઇ મા-ગશો તે સર્વ વ્યર્થ છે.

પોતાની સત્તામાં રાખનાર સત્તાધિશ મારા કાંઇક ગુણ દોષને લીધે મારો ત્યાગ કરીને એક ભયંકર જાદુગરના ત્રાસ-દાયક તંત્રખાનાને સ્વાધીન કર્યો છે, તેનો દોષ તેની ઉપર મુકવો એપણ તેનો એક અપરાધ કરવા સરખું છે,

મારા ગુણદોષથી થયેલાં અપરાધની આ સખ્તમાં સખ્ત

શીક્ષા ભોગવું છું. તે શીક્ષા ભોગવતાં પણ દુઃખનો અંત આવતો નથી. તો હજી મારૂં પાપ કેટલું મ્હોટું હશે! પાપની સીમા નથી! કદાચ મારા અપરાધ બદલની આ શીક્ષા ન હોય, અને મારી કાંઇક ભુલનો ભોગ થઈ, આ શીક્ષા ભોગવતો હુઉં તો શું! સત્તાધારીએ મારી ભુલ સુધારવી ન જોઇએ! અલબત જોઇએ. અથવા ભુલ ન થઈ હોય, અને કેવલ પાપના તાપથી તપતો હુઉં, તોપણ તે પાપના તાપમાંથી કાઢી પાવન કરવાની શક્તી એ તે સત્તાધીશ ધરાવતી નથી? તે તેવી શકિત ધરાવતી ન હોત તો અવધપુરીની રાજકન્યા અજબકુમારી સમેત રથને આકાશ માર્ગે ઉરાડી શકત નહીં? તે જો શકિત હીણ હોત તો મને વિલાસ સુંદરીના મોહમાં નાખી, તેને મેળવવા માટેના સાધન તરીકે પોતાના બાલ નહીં આપત! અરે એટલુંજ નહીં, પણ એથી વધારે મને આગળ લઇ જઈને બારવટીઆઓના હાથમાંથી રમાને છોડાવવાનું શુર ચઢાવી બારવટીઆઓનો નાશ કરાવત નહીં તેથી પણ સંતોષ ન પામતાં કળાશુરીની ગુફામાં દોરી જઈ, કળાશુરીનો અહંકાર ઉતારી તેને વશ કરવા માટે દેવીરૂપ ધારણ કરી મારા હાથ ઉપર આવી ન બેસત. જેને મેં અભય વચન આપ્યું છે તેનો ગમે તેટલો અપરાધ છતાં તેને તેના અપરાધ બદલ તેને કાંઈ પણ કહેવું એનો શુકાને ચાટયા સમાન છે. પણ એટલું તો કહીશકે જો કળાશુરીએ ક-

પટ કરીને વૈમાનને તોડી નાખ્યું ન હોત તો આજે આ દ-શાને કદી પણ પ્રાપ્ત થાત નહીં. પણ ભાવિક મિથ્યા થતું નથી. તો પછી તેનો દોષ તેને માથે શા માટે મુકુ ? દોષ મારા લોભનો છે, અપરાધ મારા મોહનો છે, અને શીક્ષા મારી કરણીની છે! અરે! તે મંગલ મુર્તિનો આમાં શું સ્વાર્થ હ-શે ખરો! આમ સિધ્ધ થાય છે કે, ઇશ્વરને સ્વાર્થ ન હોત તો સૃષ્ટિને રચત નહીં ! સૃષ્ટિના માણસોને માયાના વેશમાં ત-ણાતાં જવા દેત નહીં! માયા, માયા તું પણ એક વિલક્ષણ શકિત છે! તને કોઇ જીતી શકવાને સમર્થ છે ?

તે મંગલ મુર્તીએ મને વિલાસ સુંદરીની માયામાં લપ-ટાવતી વખતે તેનો મેં ત્યાગ કરી ઇશ્વરની ભકતી કરવામાં ચિત્ત પ્રેર્યું હત, અને તે બદલ મને આવું કષ્ટ વેઠવુ પડયુ હોત તોપણ તેનું તેના પ્રમાણમાંજ મને મલત! પણ વિલાસ સુંદરીના મોહમાં પડવાથી, તેનું ફલતો વિપ્રીતજ મળશે.

હું જે વિલાસ સુંદરીના મોહમા પડવાથી ચાર વરષ થ-યા આ કેદખાનું ભોગવુ છું. છતાં પણ હું વિલાસ સુંદરીના મોહનો ત્યાગ કરતો નથી. એ શું થોડી આશ્ચર્યની વાત છે ! હા તે મોહ કેમ છુટે ! મોહ તે મોહજ છે. તેની સ-ત્તા જબરી છે, તેની સત્તાથી રૂષી મુનીઓના તપ પણ બળી ગયા છે ! તો પછી હું કઇ ગણત્રીમાં ! સમજ ! સમજ ! વિ-લાસ સુંદરીની આશા મુક ! વિચાર કર. કેઃ—

આશા તૃષ્ણા મરી જશે, પડી જશે શરીર;
કરણી તો નહીં મરવાની લઇ જશે યમદવાર.

આમ છે છતાં હે મન તું સમજનાર નથી! એથી પણ તું વધારે ઉન્મદ બનીને બંન્ને ભવના સુખનો નાશ કરવા તત્પર થઇશ! જો.

મન માયા મરી નહીં, મનને રહ્યો મોહ,
મન ભ્રમણા છુટી નહીં, એજ કર્મનો દોષ.

આ ક્ષણ ભંગુર સંસારના એક ઝેરી કીડા સમાન તડફડી રહેલા કીડાની હવે ઉત્તમ ગતી થનાર નથી. હવે તે કીડો સેવટની અણીએ આવ્યો છે. અનાને પગે કે હાથે કચડાશે તેનાં કરતાં તેનું સેવન કરનાર તેના શત્રુઓને હાથે કચ્ચડાય તો તે કંઈક સદ ગતિને પામી શકે! આ નાશવંત જગતના તિરસ્કારથી ભ્રષ્ટ થયેલા કીડાને મારવામાં તમારો સ્વાર્થ છે.

**કુળાસુરી**—સમો બળવાન છે! સમો સમયનું કામ કરે છે. જે સમો વરતે તે સાવધાન રહે છે. જે સમયે અમારૂં આચરણ તમારૂં વિરૂધ્ધ હતું, અને કળાધરની તરફેણમાં હતું તેટલોજ વખત અમારા અંતરમાં તમારો નાશ કરનારૂં વેર રહ્યું હતું. પણ જેમ જેમ તમારી બુદ્ધિનો અને યુક્તિનો પ્રકાશ અમારી આંખ ઉપર પડતો ગયો તેમ તેમ અમારી આંખમાંથી ઝેર નિકળતું ગયું, જેમ જેમ તમારો સંગ થતો ગયો તેમ તેમ અમારૂં અંતર નિષ્કપટી

બનતું ગયું ! જેમ જેમ તમારી વાણી સ્મરણ કરતાં ગયા, તેમ તેમ અમારી બુધ્ધી પ્રફુલ્લીત બનતી ગઇ, તમારો ભાવ શુધ્ધ છે. તમારો વિચાર નિર્મળ છે. આમાં તમારો સ્વાર્થ નથી. તોપણ અમારા પાપનું તારણ કરવા માટે તમારા જેવી ગુણનીધિરૂપી ખાણને શરણે કેમ ન રહીએ ? તમારા જેવી ગુ-ણની ખાણ બીજે ક્યાં મળશે. કળાધર તો શરપનો ભાઈ છે ! શરપના ઝેર કરતાં કળાધરમાં ઝેર અધિક છે, તેનું ઝેર જેને ચહડેછે તે ફરી પાછું ઉતરતું નથી. તેના ઝેરથી અમે પણ ઝેરી બની અનેક નિર્દોષોના ભોગ લીધા છે તેનું અ-મને આ સમે સ્મર્ણ થઈ આવી તેનો મહા પસ્તાવો કરાવે છે !

જેણે હજારો કુંમારીકાઓને પકડી પોતાની જાદુની ગુફા-માં કેદ કરી છે, અને પોતાનો પાપી હેતુ પાર પાડવા માટે તેણીઓને મહા કષ્ટ આપી રહયે છે, તેવા એક નીશાચરના હાથમાં, તમારા જેવા નિરલોભી, અને પરગજુનું માથું કાપી આપવું એ શું અમારો ધર્મ છે !

હું સારી પેઠે સમજી સકી છું કે, કળાધરને વશ કરવાને આ સકળ જગતમાં, તમારા જેવો બીજો ગુણનીધિ અવતર્યો નથી ! એની શીક્ષા મને વશ કરનારી શકિતએ આપી હતી જે શકિતનું તમે વારંવાર સ્મર્ણ કરી રહ્યા છો, તેજ શકિતએ કળાધરનું મોત શોધી કાઢયું હતું ! શકિત એજ તમારૂં સામર્થ છે અને તે શકિત તમારી આ સમે પરિક્ષા કેમ

કરતી ન હોય ! પરિક્ષા કરવાનું આ સ્થાન છે, અને આ સ્થાનમાં રહીને તમે શકિતની ખાત્રી કરી આપી છે, તો પછી શકિત તમને કેમ પ્રસન્ન નહીં થાય ! થશેજ ! શક્તિના વરદાઇ પુત્રના પરાક્રમ જાણુવા છતાં, આ ઉત્તમ દેહમાં રહેલા જીવને રૌં રૌં નર્કમાં નાખવાની પ્રેરણા કેમ કરીએ· આ જીવ તમારી સેવા બજાવી પોતાનું સાર્થક કરી લેશે ! સાર્થકનુ સાધન અહીંયાજ છે ! પણ કળાધરની કૃપણ કરણીથી બનાવવામાં આવેલી પાપી જાદુગરી ગુફામાં નથી ! તે ગુફામાં પાપ ! પાપ ! ને પાપ ! ભરેલું છે. તે પાપના પરિતાપમાંથી અમે છુટી શું એજ અમારા જીવનો ઉદ્ધાર છે. માટે અમારા વીષે નીચિંત રહો. હરીનું સ્મર્ણ કરો. હરીજ દુ:ખ હરશે. આ કીલ્લાનો ભેદ મહામંત્રિની પુત્રિ મનમોહીની સીવાય બીજુ કોઇ જાણતું નથી.

**ગુણનીધિ**—કળાશુરિ ! ધન્ય છે તારા વિવેકને જા હું કહું છું કે, આ પ્રાણુની હૈયાતી સુધી, તમારા બંનેના પ્રાણુની ગુણનીધિ રક્ષા કરશે !

એટલું કહેતાંજ ગુણનીધિ પાછી આંખ વીંચી જઈ બેભાન બની લથડીઆ ખાવા લાગ્યો તે જોઈ કળાશુરીએ તેના શરિરને જરાપણ આંચ ન આવે એવી રિતે સંભાળવા લાગી.

ઉંડો નિશ્વાસ નાંખી ગુણનીધી આવેશમાં આવી ફાટેલ

ઘાંટાએ કહેવા લાગ્યો કે, ' એ મંગલ મુર્તી ' હવે ક્યાં સુધી આ કાયાનો કશ કાઢીશ ! તારી એરણુ ઉપર ટીપી ટીપી આ શરિરને જીણા તારના જેવું બનાવી દીધું છે ! તો-પણુ એ તારની કીંમત તારિ નજરમાં આવતી નથી ! તેથી પણુ વધારે ટીપી ટીપી તેના કરતાં પણુ વધારે જીણો તાર બનાવવાને ઇચ્છા રાખે છે ! કસ વગરનિ કાયાને ટીપતાં ટીપતાં કાયા હાડકાનું પીંજર બનિ જશે ! તોં પીંજરનો હંસ કેમ રહેવા પામશે ! જો એમ કરવામાં રાજી હોતો, ખુશિથી કર. મારિ તેમાં કોઇ જાતનિ મના નથી. હું તો તારે આધીન છું. મેં તો તને સરવે અરપણુ કરિ દીધું છે. તો પછી તું કોનિ રાહ જુવે છે ! જોઇએ તો આ પીંજરમાં રહેવા દે અને જોઈએ તો હંસને ઉડાડી મુક, અને તેના પીંજરને ઇચ્છામાં આવે ત્યાં ફેંકીદે. તારિ ઇચ્છાનું સાર વરતનાર હંસના પીંજરનિ આ દશા ! તને કોઇ પુછશે તેનો તું શું ઉત્તર આપીશ !

તારે શરણે આવેલાનિ આ ગતી ! તારિ ઈચ્છાનું સાર કાર્ય કરવામાં ભાગ લેનાર પામર પ્રાણીનિ આ સ્થીતી ! તે શુ આવી દશા પ્રાપ્ત કરાવવા માટેજ વીલાસ સુંદરિનો પાઠ ભણાવ્યો હતો ! તારો પાઠ દુઃખમર નિવડયો ! જો તારો પાઠ ન ભણુતાં બિજા કોઇ દેવનો પાઠ ભણ્યો હોત તો આવી દશાને કદી પણુ પામત નહીં ! ખેર હું તને શું કહું

! હું તને શાની ઉપમાં આપું ! તું પુજ્ય છે કે અપુજ્ય છે ! તું અસુરી છે કે દેવી છે. તેનિ અવગણના કરવા જેટલી મારામાં શકતિ રહી નથી અને કદાચ થોડીક રહી હશે તો પણ તારા ગુણ ગાઇશ !

હું તો અનર્થને અર્થજ માનીશ ! તેં તો બહુજ કરી છે આપેલી વસ્તુઓ પણ પાછી હરી લીધી છે. દીધું દાન કોઈ પાછુ લેતું હશે ! તેં તે લીધું છે તોપણ મારી શ્રદ્ધા તો તારી ઉપર જેવીને તેવીજ છે.

પણ એટલું તો હું કહીશ કે, હવે હું તારા રણમાં રહયો નથી અને આ તીલેસમાતી મહેલમાં લખી જઇશકે કોઇ પણ માણસે પુર્ણ વીચાર કર્યા વગર અસુરી માયાને આધીન થવું નહિં, ને થશે તો મારા જેવી દશાને પામશે.

કાળનિ દાઢ વચ્ચે ગયા પછી કાળના કાલાવાલા કરવા કર્તા કાલનેજ જીવ અરપણ કરવો એજ જીવનું ઉત્તમ સારથક છે ચાલ જીવ ! આ સંસારની મોહ માયાનો ત્યાગ કર ! તું આ સંસારનું સુખ ભોગવવા માટે સરજીયો નથી. પણ દુઃખ ભોગવવાને સરજીયો છે. માટે એ દુઃખ તું હવે ક્યાં સુધી જોઇશ. ? એ દુઃખને તું ક્યાં સુધી સહન કરીશ ? સહન કરવાનિ શકતી તારામાં ક્યાં રહી છે માટે જેણે તને આ કેદરૂપી કલશામાં પુર્યો છે તેનેજ પાછો અરપણ કરવા તત્પર થા તે તારૂં રક્ષણ કરશે ? એટલું કહેતાંજ ગુણનિધી

આવેશમાં આવી રમા અને કળાસુરિને આંચકો મારિ જાદુના કિલ્લાનિ ભીંત સાથે જોરથી માથું મારવા જાય છે, એટલામાં ગુપ્ત વાણી થઇ.

'નવ કરિશ ચીંતા તેનિ ધીરજ મનમાં રાખ;
વીધીનો લેખ સાચો છે, એમાં મારિ સાખ.
રોગ શોક સર્વે જશે, આવશે નવી પાંખ;
વીધીનો લેખ સાચો છે, એમાં મારિ સાખ.
ગયું તે પાછું આવશે તેમાં ન મીન મેખ;
વીધીનો લેખ સાચો છે, એમાં મારિ સાખ.
ધીમે ધીમે પાંચમેળા, ફોડ મૃગનિ આંખ;
તોડજે સાંકલ તેનિ, પગથી નિચે નાંખ.
બાંધી સાંકલે તેને, કર બાળી ખાખ;
વીધીનો લેખ સાચો છે, એમાં મારિ સાખ.
તે રાક્ષ આવી ચઢશે, કરશે પુરણુ કાજ,
યોગીનો નાથ તે સદા, રાખશે તારિ લાજ.

આ વાણી સાંભળતાંજ, ગુણનિધી જરા સચેત થયો, અને માંથાને ભીત ઉપરથી ઉપાડી લઇને કહેવા લાગ્યો કે.

'કર્મનિ મતી છે ન્યારિ, એ સર્વ તેનો દોષ,
ભોગવે પાપનિ શીક્ષા, જેનો ઘટમાં વાસ.
મન લુબ્ધા બ[illegible], કરાવે મહા પાપ;
લોહ સમ તપાવીને બતાવે પરિતાપ.

ધીર ધારણા દેનારિ, ક્યાં જઈ કરે વાસ;
લો ધીરજ કેમ રાખું, ધીરને નહી આસ.
હરિ વાહરે ચહડીને, કરે જો તેનો નાશ,
તો વિધિનો ખેલ સાચો, માને તું તણો દાસ.

ગુણનિધિનિ આ આર્જવતાં સાંભળીને પાછી વાણી થઇકે,

'કરયા પ્રમાણે તું કરજે, એ હરિનો ખેલ,
વિધિનો લેખ સાચો છે, બલી જશે મનનો મેલ.
પાંચમે આવી મળશે, દેશે તુને દર્શન
હૈયા સાથે ચાંપીને, કરશે તને પ્રસન્ન.
મન ભ્રમણા છુટી જશે, નહીં રહેશે વિકાર,
એ હરિનિ વાણી છે, તેનો તું કર સત્કાર'.

કુળાશુરી—જોઇ રમા ? પરમેશ્વરનિ ચમત્કૃતિ ? વંટોળીઆમાં વિતિને ખુબ ઘુમાવી પાછો હથેલીમાં રાખી રક્ષા કરંનાર હરિનિ દયા કેવી અપરમ છે.

રમા—બેહેન ! હરિનિ કસોટીમાં કસાય તેજ હરિનિ દયા મેળવી શકે છે ?

કુળાશુરી—બ્હેન ! હરિના ભક્તોના સંગથી પતિત પણ પાવન થાય છે.

રમા—એમાં કંઇ પણ ખોટું નથી તેં તારો વિચાર ફેરવીને ગુણનીધિને શરણે ગઈ છે, તો હવે તારા પાપનું નિવારણ કેમ નહીં થાય ?

કળાશુરી—મારિ સાથે રમા તું પણ તરિ ગઇ છે?

રમા—તું તો તેમાં રાજી છેને?

ગુણુનીધિ— હવે તમે વાદવિવાદ ચલાવવાનું મુકી દો. અને મારિ પાસે આવી મારા શરિરને જરા ટેકો આપી ક્ષણુભર વિસામો લેવા માટે નિચે બેસવા દો. પછી આપણું કાર્ય કરવાને ઉમંગી બનો.

ગુણુનીધિના મુખમાંથી આ શબ્દો નિકળતાંજ કળાશુરિ અને રમા તેનિ પાસે જઈ ગુણુનિધિને કમ્મરમાંથી પકડી ધીરે ધીરે નિચે બેસાડી તેનિ સેવા કરવાને મંદી પડીઓ.

આ ત્રણે મુર્તિઓ આ વખતે આ કાર્યમાં રોકાયલી છે. એટલામાં એક કાળિ મુર્તિ શરધરનો હાથ પકડી આવી ઉભી રહી. આ ત્રણેને વાતો કરતાં જોઈ આ કાળિ મુર્તિ ચમકી! પોતાના હાથમાંનો દીવો તેઓના મુખપર લઈ જઇને, તેના મુખ નિરખવા લાગી. ક્ષણુભર કંઇપણુ ન બોલતાં, જરા પાછી હઠી અને હાથમાંના ચાબુકનો ફટકો લગાવીને કહ્યું કે, 'તમે મારા કેદખાનાને તોડી બહાર કેમ આવવા પામ્યા.

આ કાળિ મુર્તિના આવા કઠોર શબ્દો સાંભળતાંજ આ ત્રણે જણુ બોલતાં બંધ થઈ ગયાં. ગુણુનિધિ તરત બેઠો થયો અને તેનિ તરફ ક્ષણુવાર જોઇ રહયો. શરધરના હાથમાં તરવાર જોઈ ગુણુનિધિને ક્રોધ ચઢયો. તે ક્રોધમાં આવીને ગુણુનીધિએ, શરધરના હાથમાંથી તરવાર છીનવી લઈને તે

કાળિ મુર્તિપર ધસી ગયો.

તે જોઈ કાળિ મુર્તિએ પોતાના કમરમાંથી ખોસેલા ખંજરને ખેંચી ગુણુનિધિ ઉપર ધસી ગયો. આ જોઇ શરધરના રૂવાટા ઉભા થઇ આવ્યા અને તેને પણુ પોતાનુ ખંજર કાઢી તે પણુ કાળિ મુર્તિ ઉપર ધસી ગયો. એક બાજુથિ ગુણુનિધિના અને બીજી બાજુથિ શરધરના સખ્ત ઘાથી તે ભયંકર મુર્તિ કાળિ ચીસો નાખતી ધરતીપર ઢળિ પડી.

આ જોઇ કળાશુરિ તરત ઉઠી; અને તે તડફડીઆ મારતી કાળિ મુર્તિના હાથમાંથિ દીવો અને ખંજર છીનવિ લઇ રમાના હાથમાં આપ્યાં અને પોતે તે મુર્તિના સર્વે વસ્ત્રો ઉતારિ લઇ, પોતે ધારણુકરિ લીધા.

આ જોઈ ગુણુનિ[illegible] કહ્યું કે, કેમ કળાશુરિ તમે તો સાક્ષાત કાળિ મુર્તિ બનિ ગયા છો ? કહો કોનો ભોગ લેવો ધાર્યો છે ?

કળાશુરી—( હસીને)

' બંધન બેડી હાથ હાય લાગ્યારે રહેવું,
જો કદી છુટી હોત તો કરત જોવા જેવું.'

ગુણુનીધિ—એ પણુ સમય હજી દુર નથી.

રમા—હવે ધરમનાં કામમાં ઢીલ કાં કરો છો !

ગુણુનીધિ—એ પણુ સત્ય છે ! કળાશુરી તારા બાહુઈ

ફાનસનો પ્રકાશ પાંચમા દરવાજાની ઉપર બરાબર પાડ, કે જે પ્રકાશથી આપણે બધું જોઇ શકીએ.

**કળાશુરી—**શી હવે તમે સાવધ થાઓ. વાણીની કહેલી ક્રીયા કરો. હું તેની ઉપર પ્રકાશ નાંખું છું. કળાશુરીએ તરત ફાનસનો પ્રકાસ પાંચમા દરવાજા ઉપર નાંખ્યો, તે પ્રકાશથી ગુણનીધિએ પાંચમા દરવાજાની સામે એક બનાવટી હરણ ગોઠવવામાં આવયું હતું અને તેની આંખ સાચા હરણ જેવી લાગતી હતી તે તરત ખેંચી કાઢી, તેના પગ સાંકલથી બાંધેલા હતા; તે સાંકલ તોડી, હરણને પગથી નીચે નાખી દીધું અને સાંકલ વડે તેને બાંધી હરણને બાળી ખાખ કરી નાખ્યું.

---

## ચમત્કાર આઠમો.

હરણ ખાખ થતાંજ પાંચમો તીલેસમાત તુટી ગયો. તંત્રખાનામાં જોરથી ઘંટા વાગવા લાગ્યા. આ ઘંટાના ગંભીર નાદની વચ્ચે નગ્નવસ્થામાં રહેલી બટુક સરખી એક મુરતી હસ્તી હસ્તી આવી, અને ગુણનીધિને પોતાના હૈયા સાથે ચાંપીને કહ્યું કે, ' તું મારી ગમે તેટલી નીંદા કરત, તું મને ગમે તેટલા મેણા મારત, તું મને ગમે તેવી રીતે ધીક્કારત, તેથી મને જરા પણ ક્રોધ ઉત્પન્ન ન થાત! તું ધીરજ છોડી દેત, પ્રાણ અરપણ કરત, પણ તારી ધીરજને, અને તારા પ્રાણની જેણે રક્ષા કરી છે તે કરત. તે તને અનુકુલ છે. તારી

ઉપર તેનો પુરણુ પ્રેમ છે, આસ્તીકનીજ પરીક્ષા થાય છે. આસ્તીકનીજ કસોટી કસવામાં આવે છે. જેને કોઇ પણુ વસ્તુ ઉપર શ્રધ્ધા નથી, જેનું મન વીકાર વાસનામાં લપટાયલું છે. તે સસ્વનો ત્યાગ કરી શકતો નથી તેથી તે મન વાંચ્છીત ઇચ્છા પુરણુ કરી દૈવી ગતીને ન પામતાં અસુરી ગતીને પામે છે. તારી દ્રઢ કલ્પના જોઈ હું વીસ્મય પામી છું. જેને તે માન્ય રાખી છે, જેને તેં તારા રદયમાં સ્થાપી છે, તેની તેં આવા વખતમાં પણુ મર્યાદા લોપી નથી. એજ તેના પ્રત્યેની તારી પ્રીતી આ જાદુગરના મહા તંત્રખાનાને તોડી નાખવાને મહા સમરથ થઇ છે. લોહુને જેમ વધુ તપાવવાથી તીક્ષણુ અને પાણીદાર થાય છે. તેમ ઇશ્વરનો ભકત, ઇશ્વરની બુધ્ધી રૂપી એરણુ ઉપર રહી તેના જ્ઞાન રૂપી હથોડા વડે ટીપાઇ ટીપાઇને તીક્ષણુ બને છે, તોજ તે ઇશ્વરનો પ્રેમ પ્રાપ્ત કરી શકે છે. તેને આધીન રહેલી શક્તીઓ અનેક રૂપ લઇ તેના ભકતોને સહાય થાયછે. ગુણુનીધી ઇશ્વરની લીલા કેટલીક ગહન છે. કેટલીક અલૌકીક છે. તે તું અનુભવે છે અને હજી અનુભવીશ. જેમ જેમ તું ઇશ્વરની ચમત્કૃતીઓ અનુભવતો જઇશ તેમ તેમ તારો લોભ, ક્રોધ અને મદ નાશ પામતો જશે!

જેને માટે તને સકતીએ આગળ કર્યો છે, અને હવે પછી એવાજ બીજા કાર્યો કરવાને આગળ કરશે તોપણુ તું

તેથી ડરી જઇ, હું આ કાર્યો શામાટે કરૂં ! એમ માની તેનો ત્યાગ કરીશ નહીં, કદાચ કરીશ તોપણ તે શક્તી સ્વઇચ્છાનું સાર, તારી પાસે કરાવશેજ માટે તેનો અનાદર કરીશ નહીં. કર્માધિન કાર્યો કરવા વગર શરીરનું પોષણ થઇ શકતું નથી. હુજ બ્રહ્માસમી બની સર્વજ્ઞ છું, તો પછી કર્માધિન કાર્યો શામાટે કરવા એવું અભિમાન રાખી, ઉદાસી બની, આરંભેલા કાર્યોનો ઉધ્ધાર કર્યા વગર રહીશ તો તારો પણ ઉધ્ધાર થનાર નથી.

તું કહીશકે હવે હું કંટાળી ગયો છું, મારાથી તે કાર્યો થઇ શકનાર નથી અને આ ક્ષણભંગુર સંસારની નાશવંત મોહીનીમાં શામાટે લુબ્ધ બનું એવા જે તારા વિચાર છે, તે વિચાર ઝાંજવાના જળ જેવા છે.

તું કહીશકે આમાં મારો શું સ્વાર્થ છે ? કે જે સ્વાર્થ માટે, જેણે મારો અપરાધ કર્યો નથી, જેની સાથે મારો કોઇ જાતનો સંબંધ નથી. તેને શામાટે મારૂં ! તેના સુખનો નાશ શામાટે કરૂં ! એવી જે તારી કલ્પના છે, તે કલ્પના ઝાકળના બીંદુ જેવી છે.

તું એજ કાર્યો કરવા નિમિત્ત અવતરેલો છે, અને એ કાર્યો પુર્ણ કર્યા પછીજ તારી નિવૃતિ થશે. સ્વાર્થ સાથે પરમાર્થ રહેલો છે, તેથી તું શક્તિને આપસ્વાર્થી કહીશ નહી.

જગતમાં મનુષ્યરૂપે અવતરી દૈત્યો જેવા કૃત્યો કરી

ભુમીને ભારરૂપ થઇ પડેલા મહામંત્રી કળાધર અને બીજા એવા કેટલાક નીશાચરોનો નાશ કરવો એ શું પરમાર્થ નથી,? એ શું મનુષ્યોનો ધર્મ નથી ? છે. આ તારા કાર્યમાં મદદ કરવાને બીજી કેટલીએક પરમાર્થી કુમારીકાઓ યત્ન કરી રહી છે. એટલુંજ નહીં પણ એક તરૂણ કુમારીકાએ મહામંત્રીને મારી કંદ્રાક્ષ નામના રાક્ષસને મારવા ગઇ છે. તે તને માગધ દેશમાં મળશે ! ત્યારે તેનું સામર્થ્ય જોઈ તું પણ તેને ધન્યવાદ આપ્યા વગર રહીશ નહીં. અવધપુરીની અજબ કુમારીનો રથ આકાશમાં ઉરાડી આળ આપનાર, વિલાસ સુંદરીના મોહમાં નાખનાર, આ તારી આસનાવાસના કરી રહેલી રમા અને કળાશુરીને જીતી રસ કરાવી, કળાધરનું મોત શોધી આપનાર, હુંજ છું. તનને સમુદ્રમાં નાંખી આ તિલેસમાતી ગુફામાં પુરનાર હું છું. મહામંત્રીને હાથે મે આપેલી વસ્તુ અને કળાધરના મોતનું હરણ કરાવનાર પણ હું છું. અને તે ગયેલી વસ્તુઓ પાછી લાવી તને આપનાર પણ હું છું. તેથી તેનો દોષ મારે માથે મુકીશ નહીં. હું પણ બીજી શક્તિના તાબામાં છું અને તેની આજ્ઞા પ્રમાણે વર્તું છું. તે શકિત તે તરૂણ કુમારીકાઓને સહાય કરે છે, તે શકિત તને માગધ દેશમાં તે તરૂણીઓનો મેળાપ કરાવતી વખતે દર્શન દેશે.

મહામંત્રીને મારનાર તરૂણ કુમારીકા કોણ છે ? તે

કોની કન્યા છે! તેની ઓળખ તને આ તરૂણ શરધર આપશે. આ શરધર કોણ છે? માગધ દેશનો આદીપતિ છે અને વિલાસ સુંદરીનો કનીષ્ટ બંધુ છે.

આ તંત્રખાનાનો નાશ થશે, તેનું નામ નિશાન રહેશે નહીં. તંત્રખાનાની બહાર નિકળ્યા પછી, એક મસ્તક આવી તારા હાથમાં જે જે વસ્તુઓ આપે તે તે લેજે, તે મસ્તક મહામંત્રી અને કળાધરના ગુરૂના કનીષ્ટ બંધુનું છે. તે તમારી પેહેલા કળાધરની ગુફામાં પ્રવેશ કરી કળાધરના મોતનાં અગમ ચેતી આપશે.

હવે તમે તમારી આંખો વિંચી જાઓ અને મારી પાછળ ધીમે ધીમે ચાલી આવો. હું જ્યારે ત્રણ તાલી પાડું ત્યારેજ તમારી આંખને ઉઘાડજો.

ગુણનિધી—આપ કહો છો તે સત્ય છે, પણ અમારી આંખ એવી નથી કે બંધ રહી શકે?

મુર્તી—ગુણનીધિ તું જે ભાવથી કહે છે તે ભાવને પુર્ણ કરવાની આ જગ્યા નથી. આ તિલેસ્માતી તંત્રખાનાને તોડનાર બીજી વિચિત્ર મુર્તી છે. તે મૂર્તિનું સ્વરૂપ જોતાજ, તમારા સ્વરૂપ કદરૂપ બની જાય. એવો આ મૂર્તિનો શાપ છે, અને તે શાપ દેનાર મહાશકિત છે, તો પછી તે શકિતનું અપમાન આપણાથી કેમ કરી શકાય?

કળાસુરી—હા. હું હવે સમજી! શું ત્યારે મન

મોહીનીનું મસ્તક ઉડયું !

મુર્તિ—તેમજ છે

કળાસુરી—હવે બધુએ મારા જાણવામાં આવ્યું !

ગુણનીધિ—તું સમજી તેમાં મારૂં શું વળ્યું !

કળાશુરી—મહામંત્રી અને તેની છોકરી મનમોહીનીને નાશ કરવા માટેજ, આપણને આ તંત્રખાનાનું કેદખાનું ભોગવવું પડયું હતું.

રમા—જો આપણે આ તંત્રખાનામાં કેદ થયા ન હોત તો, આ તંત્રખાનાનો મહામંત્રી અને તેની પુત્રી મનમોહીનીનો નાશ કોણ કરત ?

મુર્તિ—ચાલો, આંખે પાટા બાંધો. બહાર નિકળ્યા પછી છોડી નાખજો.

આ સરવેએ તરત પોતાની આંખે પાટા બાંધી લીધા, અને મુર્તીની પાછળ ધીમે ધીમે ચાલવા લાગ્યા.

જેમ જેમ આગળ ચાલતાં ગયા તેમ તેમ તીલસમાતો તુટતા ગયા. આ તીલેસમાતો તુટતી વખતે કાનના પડદા ફાડી નાખનારા અને છાતીને ધડકાવનારા અવાજ થતા હતા.

ક્ષણવારમાં તીલેસમાતી મ્હેલનો નાશ કરી જમીન દોસ્ત કરી સરવે જણા બહાર નીકળ્યા. તે જોઈ મુર્તીએ ત્રણ તાલી પાડી. તાલી પડતાંજ ગુણનીધીની ટોલકીએ

પોતાની આંખો છોડી નાંખી.

તે જોઇ મુર્તીએ કહ્યું કે, ' ગુણનીધી તારી ટોક-કીને લઇને કળાધરને મારવાનો માર્ગ લે. એટલું કહી બીજી ત્રણ તાળી પાડી. એટલે મસ્તક આવ્યું મુર્તીને ચર્ણમાં પડી કહેવા લાગ્યું કે શી આજ્ઞા છે ! ! '

મુર્તિ—કળાધરનું મોત ! મહા શક્તીના શસ્ત્રો, વનદેવીનું ખડગ અને મારા બાણ અને તે સીવાયની જે વસ્તુઓ તને શકતીએ સોંપી છે તે આ ગુણનીધીને શોંપ, અને તારા તાબામાં જેટલા કેદીઓ હોય તેને મુકત કરીને તારે રસ્તે પડ !

મસ્તક—તેમજ કરીશ પણ મારા સ્થલનો નાશ કરવાથી હું કયાં જઇ વાસ કરૂં !

મુર્તિ—હમણા તો તું કળાધરની ગુફામાં જા, કળાધરનો નાશ કર્યા પછી તારો વીચાર કરવામાં આવશે.

મસ્તક—આપની ઇચ્છાને આધીનછું. એટલું કહી સર્વે વસ્તુઓ ગુણનીધીને શોંપી અંતર ધ્યાન થઇ ગયું.

મુર્તી—ગુણનીધી ! જાઓ તમારો જય થાઓ ! એટલું કહી તે મુરતી પણ અલોપ થઇ ગઈ.

મુર્તિને અલોપ થએલી જાણીને ગુણનીધીએ કળાસુરીને કહ્યું કે, ' અહો કળાશુરી ! બંધન બેડી તો તુટી. કાલનો ભય ટળ્યો જતી આબરૂને હરીએ રાખી. ઝાંખા

પડી ગયેલા તેજને પ્રકાશીત કર્યું બલહીણુ થયેલા શરીરને નવી શકતી આપી એ શું જેવા વાત છે ! મેં તેં અને આ રમાયે શું થોડા પાપ કર્યાં છે ! તેવા પાપીઓને હરીનો આસરો ! એ પણ નસીબની બલીહારી સમજવી. હરીના આભારને ? બદલોવાળી આપવાને આપણી પાસે શું છે ! તેને ખજાને રત્નોની ખોટ નથી કે રત્નો આપી આભારનો બદલો વાળી આપીએ, તેનો અધીકાર એટલે તેને રાજની પણ ખોટ શાની હોય ! આ સર્વ ભોમ તેની છે. તેનો કર્ત્તા તે છે, અને તે તેનું છે, અને તેની મરજી મુજબ, તેમાંનો થોડો થોડો ભાગ સર્વેને વેહેંચી આપ્યો છે, તે પણ કેમ લઈ તેને આપી શકાય ! હા ! તેનો આભાર માનવાનો એકજ મારગ છે, અને તે મારગે જો ચઢીએ છે તોપણ તેના વચનોનો ભંગ થાય છે. અનાદર થાય છે. હા તેના વચનોનો ભંગ ન થાય, અને તેનો આભાર વાળી શકાય એવી પણ એક યુકતી શોધવી જોઈએ.'

**કળાશુરી**—આ શોધવાનો સમય નથી. એને હજી ઘણીવાર છે. હમણા તો, કળાધરના દેશ તરફ કેમ ને કેવી રીતે જવું તેની યુકતી શોધો !

**રમા**—રસ્તો બહુ લાંબો છે; ત્યાં જવાને વાસ્તે આપણી પાસે કોઈ પણ જાતનું વાહન નથી, તેની પહેલાં તજવીજ કરો.

ગુણનીધી—સમુદ્રનો કાંઠો નજદીક છે. વહાણો પણ પડેલા જોવામાં આવે છે. ચાલો ત્યાં જઇએ, અને તેનો બંદોબસ્ત કરીએ.

આ ચારે જણ સમુદ્ર કાંઠા તરફ ચાલ્યા, અને એક વહાણના નાખુદાને બોલાવીને ગુણનીધીએ પુછયું કે, ' આ પડેલા વહાણોમાં કોઇ વહાણ ખાલી છે કે ' નાખુદાએ કહ્યું કે, ' તમારે કયાં જવું છે ! મારૂં વહાણ ખાલી છે. '

ગુણનીધી—અમારી મરજી મુજબ તારા વહાણને હાંકવું પડશે, અને અમારા સીવાય બીજા કોઇને વહાણમાં ન લેવાં એમ તું જો બંધાતો હોય તો, તારી મરજી મુજબના દામ આપી, તારા વહાણમાં બેસી મુસાફરી કરવા તૈયાર છૈયે.

નાખુદો—મારી કયાં ના છે આવો બેસો વહાણ તમારૂં છે. મ્હેનતના પ્રમાણમાં દામ આપશો તો હું કોઇ જાતનો વાંધો લેનાર નથી.

વહાણ વાળાની સાથે સર્વ પ્રકારનો બંદોબસ્ત કરી, આ ચારે જણ તેના વહાણમાં સ્વાર થયાં નાખુદાએ તરત વહાણનો નાંગર ઉપાડી, ગુણનીધિને પુછયું કે, ' આપને કીયે બંદરે ઉતરવાનું છે. '

ગુણનીધિ--અહીંથી કનકાવતી કેટલી દુર છે !

નાખુદા—કનકાવતી પહોંચતા પાંચ દિવસ લાગશે.

ગુણુનીધિ—ઠીક છે. તે તરફ તમારા વહાણુને છોડી દો.

હુકમ મળતાંજ વહાણુવાલાએ પોતાના વહાણુને પવનને સ્વાધીન કરી દીધું.

કુદરત વીચીત્ર છે ! તે વીચીત્રતાનું અદભુત ચીત્ર ગુણુનીધી વહાનના તુટક ઉપર બેસીને પોતાના અંતરરૂપી મંદીરમાં ઓળખતો આળખતો મનમાં કહેવા લાગ્યો કે:—

‘ પલ પલમાં રંગ બદલાય, તે રંગમાં અનેક રંગ;
નીરખતાં નવ પરખાય; તેમ તેમ મન પલટાય. ’

જેનું ચીત્ત ગુણુનીધીના ગુણુ પારખવામાં પ્રોવાયું હતું તે શરધરે કહ્યું કે.

‘ ચીતારો ચીત્ર ચીતારે, નજર રાખી એક,
રંગ પુરતા નવ ચુકે, ભલે હોય રંગ અનેક. ’

બંનેની ગતી કેવા વેગમાં વહી રહી છે તેનો અભ્યાસ કરવામાં રોકાયેલી કળાશુરીએ કહ્યું કે.

‘ ચીત્ર ચીતારી બતાવે, જેની ન મળે જોડ,
ચીત્ર જોતા ચીત્ત વેધે, જેમાં નહીંજ ખોડ.

જેનું મન બીજાજ તરંગોમાં તરી રહેલું છે, એવી મો મળકાવીને કહેવા લાગી કે.

‘ સરખામણી કરતાં પ્રીયાની, શશીકલાની સાથ,
શોળ કળાનીધી જોતાં, જરૂર તેનું મન પલકાય,

રમાના આ માર્મીક શબ્દો સાંભળી, સર્વે પાછા એક ધ્યાનસ્ત થઇ ગયા. એક ધ્યાનસ્ત થયેલા ગુણુનીધીને બીજા ભાગ્યો બોલાવવાને રમાએ ટકોરો કરીને પુછયું કે, ' અહો ગુણુનીધી ! એટલાં એકલાં મનમાં શાનો મોજ લુટી રહ્યા છો ! તેના મનને વધારે સચેત કરવા માટે કળાશુરીએ રમાને હાસ્યથી કહ્યું કે, ' એમાં તું શું જાણે ! જેને જેવી પ્રીય લાગે તેવી મોજ લુંટે તેમાં તું શું પુછતી હઇશ ! ' આનો ઉત્તર આપવો પડશે. એમ મનમાં ધારીને ગુણુનીધીએ રમા તરફ મોં ફેરવીને બોલ્યો કે, ' રમા ! એ મોજ, તને પ્રીય છે, તે મને પ્રીય નથી ! જે મોજ લુટવાથી માનવનો માનખો ધુલ થાય છે, અને તેથી તેના બે ભવ બગડે છે તેવી મોજ મને કંટાળારૂપ થઈ કાંટા પેરે વીંધી નાંખે છે ! તેવી મોજમાં મારૂં ચીત્ત ચોંટતું નથી, પણ જે મોજથી ઈશ્વરની કૃતીનો અનુભવ થાય છે. તે મોજ લુંટવામાં હું આનંદ માનુંછું ! વાત રંગમાં આવી છે, અને તેને વધારે રંગમાં લાવવા માટે રમાએ કહ્યું કે, ' ઇશ્વરકૃતીની ચમત્કૃતી નીહાળતાં નીહાળતાં બ્રહ્મનીષ્ઠ બની જશો તો, પછી વીલાસ સુંદરીના મનોરથ કોણ સફળ કરશે ? '

શરધર—( સમય સુચક થઇને રમાને ) કહ્યું કે, તું જાણે છે કે, બ્રહ્મનીષ્ઠ બનનારને માયા મુકતી નથી તો ?

કુળાશુરી--સંસારીઓ કરતાં બ્રહ્મનીષ્ઠોને વધારે ઉપાધીઓ હોય છે.

ગુણુનીધી—માયાના લોભ માટે, બ્રહ્મનીષ્ઠો શ્રીમંતોનેજ આશ્રયદાતા ગણે છે. તે બ્રહ્મનીષ્ઠો સંસારીઓનો ઉદ્ધાર કરતા નથી. પણ સંસારીઓને આડા અવળા માર્ગ બતાવીને ભ્રમણામાં ભટકતા મુકી દે છે.

શરધર—તમારૂં કહેવું સત્ય છે, એક બ્રહ્મનીષ્ઠ મહાત્માનો દાવો કરી ધર્મનો ગ્રંથ લખી મારા પિતા પાસે આવ્યો હતો. તેની ઈચ્છાથી મારા પિતાએ, તે ગ્રંથનો સો સંસારીઓ લાભ લે તેવા હેતુથી રાજના ખરચે છાપી આપ્યો હતો. પણ તે બ્રહ્મનિષ્ઠે તેનો તેવી રીતે ઉપયોગ ન કરતાં શ્રીમંતોને આપી તેના ગણુ ઘણા દામો મેળવ્યાં હતાં. ત્યારથી બ્રહ્મનિષ્ઠો ઉપરથી મારી શ્રદ્ધા તો ઉઠી ગઈ છે.

કુળાશુરી—ત્યારે ખરો બ્રહ્મનિષ્ઠ કોને કહેવો ?

ગુણુનીધી--જેને આ જગત સાથે કોઇ જાતનો સંબંધ નથી અને નિરંજન નિરાકાર સ્વરૂપમાં તલ્લીન થઈ-ની હિમાલય જેવા પહાડની ગુફામાં પડી રહે છે તેને !

આ વાત રમાને નહીં ગમવાથી, રમાએ તે વાતને અધર ઉરાડી નાખવા માટે બોલી કે, ' તમે શું ધાર્યું છે! શું ગુણુનીધીને ખરો બ્રહ્મનિષ્ઠ બનાવવાને માટે આવી પ્રેરણા કરી ગયા છે ?

ગુણનીધી—રમાં તારા મનનો શું ઉદ્દેશ છે ! તે મારાથી અજાણ્યો નથી. એક ઇંદ્રીનું જ્ઞાન ધરાવનાર રમાં તારૂં ચિત્ત એકજ રસમાં લસ બસ બની ગયું છે. તેવા મનવાલીને ભાવના તેવી થઇ આવે એમાં નવાઇ નથી !

કળાચુરી—તમારાથી ક્યાં અજાણ્યું છે, કે રમા કેવળ પ્રેમની ભુખી છે તેથી તે પ્રેમ પ્રેમ પુકારી રહી છે.

ગુણનીધિ—એજ દુઃખમયી વાર્તા છે. પણ રમાએ ખરા પ્રેમને પ્રિછયો નથી તેથી આ દશાને પ્રાપ્ત થઇ છે. ઇશ્વર સમાન પતિનો પ્રેમ ભુલી જઈ મંગલસેનની સાથે પ્રેમ ગાંઠ બાંધી એતો શબ સાથે બાંધવા સરખીજ હતી.

શરધર—જે સ્ત્રીઓને કેવળ કામજ પ્રિય છે, અને સાક્ષાત મન મથની સેવા કરનારીઓ છે તે સ્ત્રીઓને જ્ઞાની પુરૂષો કેમ ગમે વારૂં ?

ગુણનીધિ—પતિની અવગણના કરનારી ઉત્તમ વર્ણની સ્ત્રીઓના આ દુરાચરણથી તેને જે પ્રજા ઉત્પન્ન થાય છે, તે પોતાના કુળનો નાશ કરી નાંખે છે.

શરધર—એમાં તો જરાએ સંશય નથી ! આ આર્ય ભુમિની અવદશા આવી ઉત્પતિથી થવા પામી છે.

ગુણનીધિ—ખચિત એમજ છે ! જે આર્ય ભુમિની વિર બાળાઓ પોતાની કુખેથી રત્નો પેદા કરતીઓ હતી તે રત્નો આજે ક્યાં છે ? તે રત્નોને પેદા કરનારી ા બાળા

ક્યાં છે ? જો તેવી વિર બાળાઓ આજે હોત તો આર્ય ભુમિની આવી દશા થવા પામત !

શરધર—જે ભુમીની વીરબાળાઓ અને તેના સીંહોની ગર્જનાથી વીદેશીઓ કંપી રહ્યાં હતાં. તે વીદેશીઓ આર્ય ભુમીના પુત્રોને હચ મચાવી રહ્યાં છે.

ગુણનીધી—તે જોઈ મને તો મહા ખેદ થાય છે. તેનો હું જ્યારે વીચાર કરૂં છું ત્યારે મારી આંખમાંથી આંસુની ધારા છુટે છે ! અરેરે ! જે ભુમીએ, મને જન્મ દીધો છે, જે ભુમીએ મારૂં પોષણ કર્યું છે, જે ભુમીએ મને લાડ લડાવ્યા છે, તે ભુમીનું સૌર્ય, તત્વ અને સત્વ લુટાય છે, અને તેને ભ્રષ્ઠ કરે છે. તેનો ઘા મારી છાતીમાંથી કેમ રૂઝાશે !

શરધર—જ્યાં સુધી આર્ય ભુમીના હીત શત્રુઓનો નાશ કરવામાં આવશે નહી ત્યાં સુધી, તેના કારી ઘાથી ઘાયેલ થયેલાઓનો ઘા રૂઝાવવાનો નથી.

ગુણનીધી—એતો મેં નીશ્ચય કરી મુકયું છે કે, કળાધરનો નાશ કર્યા પછી દેશનું નખોદ વાળનારા હીત શતરૂઓને શીક્ષા કરવા માટે, એકાદ બળવાન રાજની કુમક લઈ, ભોવાનીનો ચમત્કાર બતાવવાનો યત્ન કરીશ !

શરધર—જે શ્રી દેવીએ મહા મંત્રીને મારી માગધ દેશની પડતીને અટકાવી છે, અને તેની ચઢતી કળા કરવા માટે, એક રાજયોગીની નેમણુંક કરી છે, તે પણ તમારા

મતને મળતો થઇ પડશે ! એટલુંજ નહીં, પણ વીલાસ સુંદરીના કન્યા દાનમાં મારો માગધ દેશ તમને અર્પણ કરી દઇશ.

ગુણનીધી—બાળ છતાં કેટલી મ્હોટી ઉદાર વૃત્તી! એજ કુલ દીપક ક્ષત્રીઓની છાપ છે ! જેને હજી સંસારની વીકટ માયા જોઈ નથી, જેને હજી સંસારની ચોપટ બાજી ખેલી નથી, જેને હજી રાજ ખટપટનો ખેલ નીહાળ્યો નથી, તે બાળ આજે, મારા જેવા નીરભાગી અને એક રખડતા રઝળતા કંગાળ પ્રાણી ઉપર પ્રસન્ન થઈ. પોતાની ખુશીથી, પોતાની પ્રીય બ્હેન વીલાસ સુંદરીનો હાથ મારા હાથમાં સોંપી દેવાને કેટલો બધો આતુર છે ! તેની સાથે પોતાના ભવીષ્યનો વીચાર ન કરતાં, પોતાના વડીલો, પોતા ઉપર ખીજશે તેનો ખ્યાલ ન કરતાં, પોતાની સમૃદ્ધીવાળો માગધ દેશ પોતાની બેનને કન્યા દાનમાં અરપણ કરી દેવાની પ્રતિજ્ઞા કરી છે એ તેના મનની કેટલી બધી મ્હોટાઇ છે ! ધન્ય છે ! ક્ષત્રી બાળ ધન્ય છે ! પણ હું રાજને લઇને શું કરૂં? રાજની સત્તા મને જોઈતી નથી. રાજેશ્રી તે નર્કેશરી હું લોભનો ત્યાગ કરવા માગું છું લોભ કરૂં તો મને ક્રોધ ઉત્પન્ન થયા વગર રહે નહી. ક્રોધ ! ક્રોધ ! ! સંસારના સુખનો; શું કૃત્યેનો, નીતીનો રીતીનો ઇશ્વર પ્રત્યેના પ્રેમનો નાશ કર્ત્તા છે ! બાળ તું નીર્ભય રહે ! તું કોઈ પણ

જાતનો વીચાર કરીશ નહીં ! તું મને બહુ પ્રીય લાગે છે! તારી મુખ કાન્તી જોઇ મારી આંખ ઠરે છે. તું કદાચ તારા મનમાં એમ વીચાર કરતો હઇસ કે, માગધ દેશની રાજકુમારી, જે રાજકુમારને યોગ્ય, તે કુમારીને એક રખડતો રઝળતો ભામટો લઇ જશે ! તો તારા તે વીચારને દુર કરી, તારા મનની હોંસ પુરણ થાય તેવી રીતે હું વર્ત્તવાને તૈયારછું ! તારૂં મન દુઃખવવા હું રાજી નથી ! વીલાસ સુંદરીની મરજી વીરૂધ હું વર્તનાર નથી ! જેમ તમે બહેન ભાઇઓ રાજી થશો તેમ હું કરવાને પણ રાજી થઇશ ! હા ! હવે યાદ આવ્યું ! જે શ્રી દેવીએ મહા મંત્રીને મારી માગધ દેશને બચાવ્યો છે, અને તેની સત્તા એક રાજ યોગીના હાથમાં આપી છે, તેથી તેનો તેમાં કંઇક પણ સ્વાર્થ હશે ! સ્વાર્થ વગર સ્ત્રી કે પુરૂષ મહા ભારથ કાર્ય કદી પણ કરતાં નથી. તે દેવીએ પોતાની સ્થાપેલી સત્તાને બીજાના હાથમાં આપી દેવાને તારી પેઠે ઉદાર વૃત્તિ બતાવશે ? કદી નહીં ! અને તું જો તારી સત્તાને ઉપયોગ કરવાને તત્પર થઇશ તો તે વખતે તે દેવી પોતાનું સામર્થ બતાવવાને કદી પણ ચુકશે નહીં ! વિલાસ સુંદરીનો છુટકો મારા વગર બીજા કોઇથી થનાર નથી, એમ જાણીને, તું તેના બદલામાં, તારી બ્હેન, અને તારૂં રાજ આપી દેવાને ઉત્કંઠીત થયો છે, એતો તારો ધર્મ છે ! તેં તારો ધર્મ તે

બજાવ્યો છે ! હું પણ ધર્મ રક્ષણ કરનારછું ! મને પણ મારો ધર્મ પ્રિય બહુ છે ! ધર્મને માટે આવું દુઃખ સહન કરૂંછું ! જો હું ધર્મનો નાશ કર્તા હોત તો, આ રમા અને કળાશુરીનો નાસ કર્યા વગર રહેત નહીં ! આ સ્ત્રીઓએ ધરમના પડને છેદી નાખવામાં કાંઈ પણ બાકી રાખ્યું નથી; છતાં તેનો નાશ ન કરતાં તેને તેના પાપનો પસ્તાવો કરવા જીવતીઓ રહેવા દીધી છે. તું એમ ધારતો હોઇ શકે, કે જે દુઃખ વેઠુંછું તે વિલાસ સુંદરીને માટે ! ના ! ના ! તેમ તું ધારીશ માં. વિલાસ સુંદરી કરતાં પણ તિલોતમાં જેવી રતી રંભાઓ આ જગતના પડને શોભાવી રહીઓ છે. વીલાસ સુંદરીના રૂપને માટે નહી, વિલાસ સુંદરીના વિલાસ માટે નહીં, વિલાસ સુંદરીના પ્રેમને માટે નહીં, પણ વિલાસ સુંદરીના દુઃખને માટે, વિલાસ સુંદરી જેવી બીજી કુવારી કન્યાઓને દુઃખમાંથી મુક્ત કરવા માટે એક અધમ નર પિશાચ જાદુગર કળાધરનો નાશ કરવા માટે દુઃખ સહન કરૂંછું ! સ્વાર્થ વગરનું કાર્ય કરૂંછું તોજ ઇશ્વર શક્તિ મને સાહ્ય કરે છે ! એ બધો શક્તિનો પ્રતાપ છે ! જે પ્રતાપ વડે તું પણ બચવા પામ્યો છે ! બાળ ! તું પણ પરાક્રમી છે. પરાક્રમી પુરૂષોનું પ્રારબ્ધ પરાક્રમી પુરૂષોની ઓળખાણ કરાવે છે. તું માગધ દેશના થઈ ગયેલા નૃપોની અચલ કીર્તિનો વિજય સ્થંભ રોપીશ ! તેં આર્ય

ભુમિનો અસ્ત અને ઉદય જોયો નથી. તે આર્ય ભુમિની રીદ્ધિ સીદ્ધિ નિહાળી નથી, તે આર્ય ભુમિના કળા કોશલ્યના અખુટ ખજાનાને જોયો નથી. તે આર્ય ભુમિના મહા પ્રચંડ ભડ ભુપતિઓના ચરિત્રો સાંભળ્યાં નથી, તેથી તું આર્ય ભુમિની અવદશાથી બીન માહીતગાર છે. જ્યારે તું તેથી માહીતગાર થઈશ ત્યારે તારી નસોનું રૂધિર ટપી ગયા વગર રહેનાર નથી.

કોકિલા અને ગુણુનીધિ વિરૂદ્ધ શ્રી દેવી હતી, એમ તો શરધર સારી પેઠે મનમાં જાણુતો હતો, છતાં શ્રીદેવીની તે વાત મનમાં ડાબી રાખીને ગુણુનીધિને કહ્યું કે, અહો પરમાર્થી પુરૂષ ! તમારા જેવા સત્યવાત પુરૂષના દર્શન થવાથી મને મહા આનંદ પ્રાપ્ત થયો છે ! આ આનંદથી હું મારા પિતાનું દુઃખ, મારી બ્હેનનું દુઃખ સર્વે ભુલી ગયોછું; તમારૂં રૂદય નિર્મળ છે, તમારો હેતુ બીન સ્વાર્થી છે. તમે પારકાઓનું દુઃખ દુર કરવા માટેજ દુઃખ સહન કર્યું છે તે તમારી હદની બહાર છે ! શ્રીદેવી પણુ આ તિલેસમાતિ મહેલને તોડવાને આવી હતી, તે ક્યાં ગઇ, તેની મને પણુ ખબર નથી. શ્રીદેવી પણુ એક અલૌકિક મુર્તિ છે ! ક્ષત્રીઆણીઓને શોભાવનારી છે । તે જો મહા । બહાદુર મહા મંગીને મારવાને સમર્થ થઈ ન હોત તો હું આજે તમારા દર્શન કરવાને આ જગતમાં રહ્યો હોત નહીં !

મારો, મારી માતાનો, અને મારી ન્હાની બ્હેન સુર્યપ્રભાનો જીવ બચાવનાર, માગધ દેશની અચળ કીર્તીનો નાશ થતો અટકાવનાર તે વિર બાળા શ્રીદેવી છે ! તે પણ સત્યનું રક્ષણ કરનારી છે ! તે પણ સત્યા સત્યનો તોલ કરનારી છે! સત્યને સહાય છે ! સત્યને માટે તે પણ શ્રીનગર જેવી રાજધાનીને છોડી વનનો અભ્યાસ કરે છે ! તે દેવી શું મારા વચનનો અનાદર કરશે ? તે દેવી મારા વચનને ભંગ કરવાને પોતાનું સામર્થ્ય અજમાવશે ! તે દેવી તમારા જેવા સહાસીક નીસ પુહી અને માગધ દેશની કુમારીકાને એક અધમના હાથમાંથી મુક્ત કરાવનારના ઉપકારને બદલે અપકાર કરવા તત્પર થશે ! ના તેવી તે નથી ! ને કદાચ તેવી હોય તોપણ શું ! માગધ દેશની સત્તા સાથે તેનો કાંઈ સંબંધ નથી ! માગધ દેશનો હક્ક તેને સ્વાધીન કર્યો નથી. ફક્ત મારી માતાની ઈચ્છાથી, માગધ દેશની સ્થિતિને, અને માગધ દેશના બલમાં સુધારણા કરવા માટે એક રાજનૈતિક નિપુણ પુરૂષ જાણીને, રાજયોગીને પ્રધાનની પદવી આપી છે. મારી માતાનો મારા ઉપર પુર્ણ પ્રેમ છે. તે કદી પણ મારા વચનને ઉથાપતી નથી, તેપણ એક ન્યાયમુર્તિ છે ! તે મુર્તિ વિલક્ષણ છે ! ન્યાય એજ પોતાનો ખરો ધર્મ સમજે છે ! તે માતા પોતાના બાળકોના પ્રાણ કરતા રાજને, રાજની સમૃદ્ધિને રાજના વૈભવોને પ્રિય ગણનારી નથી !

પોતાનો વટ ન જાય તેટલા માટે, ક્ષત્રીઓની કીર્તિને કલંક ન ચોંટે તેટલા માટે, પોતાના દેશનો, પોતાના બાળકોનો અને તેની સાથે પોતાના પ્રાણનો નાશ કરવા તૈયાર થઈ હતી ! તે ક્ષત્રાણી શું વિલાસ સુંદરીને મુક્ત કરાવનારનો બદલો વાળી આપવાને તત્પર થશે નહીં ? જે માતા પોતાના બાળના વિયોગથી ઝુરી ઝુરીને મરી જાય છે, તે માતાને તેના બાળકનો સંયોગ કરાવી આપનાર પુરૂષનો અન્યને હાથે તિરસ્કાર કરાવશે ? ના, ના, તેનો સત્કાર કરશે ! દેવ પેઠે તેને પુજશે, તેના મનોરથ સફળ કરશે ! હું તેનીજ કુખે પાકેલો છું, અને વિલાસ સુંદરી પણ તેની કુખે પાકેલી છે. વિલાસ સુંદરી મારા મતથી વિરૂદ્ધ જાય એવી નથી. એ પણ ક્ષત્રાણી ધર્મ સારી પેઠે સમજે છે. ક્ષત્રાણીઓનો એ ધર્મ છે કે, પોતાને જીવનદાન દેનારનેજ પોતાનું સર્વસ્વ અર્પણ કરી દે છે. તે વખતે તેનો તે જરા પણ વિચાર કરતી નથી. એવા વિચારથી મેં જે તમને વચન આપ્યું છે તે કદી પણ ભંગ થનાર નથી. મારા દેશનો નાશ કરનારા બહુ શતરૂઓ છે, તે શતરૂઓને ઉશ્કેરનારા અમારા કુટુંબીઓ છે. તે કુટુંબીઓ અમને, અને અમારા સુખને જોઇ શકતાં નથી. અમારો નાશ કરવાનીજ પ્રેરણા કરી રહેલા છે. એવા બળતા દવમાં પડી રહેવું મને ગમતું નથી. એ દવને નાશ કરવા માટેજ મારી રાજધાનીનો અધિપતિ તમનેજ બનાવવાનો

ઈચ્છા રાખુંછું. તમે સર્વ વાતે ગુણ સંપન્ન છે. :ધીર છે. ગંભીર છે. અને બલીષ્ઠ છે. શતરૂઓના હાથમાં રાજસત્તા જવા કરતાં તમારા જેવા ધીર પુરૂષોના હાથમાં આપવાથી અમારી અચલ કીર્તિને નાશ થશે નહીં ! તમારી બુદ્ધિથી, ધૈર્યથી, પરાક્રમથી અને તમારા બાહુ બળથી માગધ દેશની સત્તા બહુ બળવાન થશે, અને તે બળવાન સત્તાથી શતરૂઓનો નાશ થશે, ખંડણી નહીં આપનારા અને સ્વચ્છંદી રીતે વર્તનારા નાહાના નાહાના રાજ્યો પણ આધિન થઇ જશે. માગધ દેશની હદ ઉપર હલ્લો લઇ ચઢી આવનારા અન્ય દેશોના લોભી અને કામાંધ રાજાઓનાં હાડ ચમકશે ! તમારી સાથે મારો ઘાડો સંબંધ થવાથી, તમારી સાથે સગાનો સ્નેહ બંધાયાથી મને નવું નવું શીખવાનું મળશે. અને રાજનીતિનો ઉપદેશ મળશે. દેશની ચઢતી કળા કરવાનું શીક્ષણ મળશે. રણ ભુમિમાં રણ સ્થંભ રોપી શતરૂઓની સાથે કેમ યુદ્ધ કરવું તે પણ જાણવામાં આવશે મારા બે હાથ હતા. તે હાથ શતરૂને પુરા પડવાને અસમર્થ હોવાથી તમારા બે હાથની સહાયતા લીધી છે. તે ચાર હાથનો ચમત્કાર જ્યારે શતરૂઓ જોશે, ત્યારેજ તેઓના અભિમાનનું ખંડન થશે.

જેને માટે તમારા વીચારો ઘોરાઈ રહેલા છે. તે વીચારોને પાર પાડવાનું આ એક મહોટું સાધન છે. સાધન

વગર કાર્ય થતું નથી. વગર પ્રયાસે સાધન પ્રાપ્ત થાય છે તો પછી શા માટે તેને ગ્રહણ કરવાને ઉમંગી બનતા નથી. જ્યાં સુધી આ સંસારની ઘટમાળામાં માણસ ફર્યા કરશે ત્યાં સુધી તે માણસ સુખ દુઃખનો ભોગતાજ છે.

તમે સંસારની માયામાંથી છુટવાની અમે તેટલી પ્રેરણા કરશો તેટલી વ્યર્થ જનારી છે, જે કાર્યો કરવાના તમારે હાથે સરજેલા હશે, જે સુખ દુઃખો ભોગવવાને તમારે કપાલે ચોંટયા હશે તે કોઈ કાળે મીથ્યા થનાર નથી. દુઃખમાંજ વેરાગ ઉત્પન્ન થાય છે, તે વેરાગ ક્ષણ ભરનો છે. તે વેરાગ મનની શુદ્ધી કરાવનારો નથી પણ મનને ચકડોળે ચઢાવનારો છે કેટલાએકો ઘર સંસારના અને કુટુંબના કલેશથી વેરાગ બની જાય છે. તે વૈરાગી આલોક ને પર લોકને બગાડનારો નીવડે છે તમે તેનો વીચાર કરી શકશો! તેનો વીચાર કરવાની તમારામાં શકતી છે. શકતીવાન પુરૂષ થઇને જો આવા વીચારો બાંધે તો પછી અમારા જેવા અજ્ઞાન મુંઢમતીવાળા બાંધે તેમાં નવાઇ શી! ઇશ્વરની કૃપા વડે તમારી બુદ્ધી નીર્મળ થઇ છે, તમારૂં હ્રદય કોમળ થયું છે, અને હજી થશે, તમારી ઉપર ઇશ્વરની પુર્ણ કૃપા દ્રષ્ટી છે અને એ દ્રષ્ટીથી તમારો સર્વત્ર જય થાય છે. તો પછી શુભના કાર્યો કરવાને શા માટે પાછી પાની ભરાઓ. તમે તો રાજ સત્તાને પુર્ણ પાત્ર છો, રાજદંડ ધારણ કરવાને

યોગ્ય છે, અને તમને બળાત્કારે શક્તી આપશે ! હું તમને બોધ કરવા લાયક નથી. હું તો એક તુચ્છ તમારા ચરણુની રજ સરખોછું.

હંસની પેઠે સાર ગ્રહણ કરનાર ગુણુનીધી, શરધરના નમૃતા પુર્વક શબ્દો સાંભળી ચકીત બની ગયો. સુખપર ફેલાઇ રહેલી ઉદાસી ઉડી ગઇ, મુખ પ્રફુલ્લીત થયું. શરીરની શુસ્તી અલોપ થઇ ગઈ. ઝાંખી પડી ગયેલી આંખ ઝગ મગવા લાગી. શરધરનો હાથ પોતાના હાથમાં પકડીને ગુણુનીધીએ સ્મીત હાસ્યથી કહ્યું કે, ' અહો શરધર ! તારી વાણી નીર્મળ છે. તારૂં મન શુદ્ધ છે, તારી શ્રદ્ધા ધટ છે, છતાં હરી ઇચ્છા બલવાન છે. માણુસ ધારે છે શું ! ને થાય છે શું ! આહાહા ! બીલાસ સુંદરી ઉઠીને ઉભી થાય છે ! જેને જગતનો વા વાયો નથી, જેને સુખનો ભાસ થયો નથી, જેને માત પીતાનો પુર્ણ પ્રેમ પ્રાપ્ત કર્યો નથી. જેને દુઃખનો પડછાયો દીઠો નહતો. તે નીર્દોષ બાળા, એક પાપીને ભોગ થઇ પડી છે. દુઃખનો અનુભવ લે છે. તે શું આવું દુઃખ ભોગવવાને માટેજ સરજેલી છે ! જે પુષ્પોમાં રહેનારી તે આજ એક અંધારી ગુફામાં પડી પડી ઝુરતી હશે ! તેના મનમાં તે માટે તેને કેવો વીચાર થતો હશે ! તેના મનનું સમાધાન કરનાર ત્યાં કોણુ હશે ! સમાધાનને બદલે ઉદવેગ કરાવનાર તો ત્યાં ઘણુા હશે ! તે

ભીખારી રાત દીવસ પોતાના છુટકારાની રાહ જોતી હશે ! તે શું જાણે મારે માટે બીજાઓ કેટલું દુઃખ ભોગવતા હશે !

શરધર ! તું નીર્ચાંત રહેજે ? વીલાસ સુંદરી માટે જરા પણ ડગતો નહીં. વીલાસ સુંદરી આ છાતી સાથે જડાઇ ગઇ છે ! તે વીલાસ સુંદરીને કયાં સુધી દુઃખ સહન કરવા દેશે ! વીલાસ સુંદરી માટે આ શરીરના તાંતણા તણાયા છે તે તાંતણા હવે તુટનાર નથી પણ પ્રતીદીન ઘટ થતાં જશે. વીલાસ સુંદરીની પ્રતીમાં નજર સમક્ષ તરી રહી છે, તે વીલાસ સુંદરીને આ નજર કેમ ભુલી જશે ! તે નજર અજર થઇ વીલાસ સુંદરીને શોધી કાઢશે. છાતી સાથે ડાબશે. તેના કરમાઇ ગયલા શરીરનું સેચન કરશે તે પ્રતીમાની પ્રતીષ્ઠા વધારવાને આ ગુણનીધી ભુલનાર નથી આહાહા ! માગધ દેશની કન્યા ! મારા જેવા એક ભીખારીને મળે કયાંથી ! શું આ ભીખારી ! પારકાને આસરે રહી જીવન ગાળનારો ભાગ્યહીણ પુરૂષ, જેનો પાસે હાલ નથી ઠામ કે નથી ગામ તે વીલાસ સુંદરીનો હાથ ઝાલવાને લાયક છે ! હું તો કહુંછું કે નથી ! મારી યોગ્યતાની બ્હાર છે ! છતાં શરધર તેં મને સર્વે વાતે લાયક ઠરાવી, તારી બ્હેન વીલાસ સુંદરીનો હાથ મારા હાથમાં આપવા તત્પર થયો છે. તેથી મારા મનના ઉમંગનો પાર

રહ્યો નથી. આ ઉમંગ મારી હીંમતને પુષ્ટી આપે છે, આ ઉમંગ મારા શરીરના રૂવાંટાઓને ઉશ્કેરે છે વીલાસ સુંદરી પણ જાણશે કે, જગતમાં આવા વીરભદ્રો પડયા છે ! વીલાસ સુંદરી પણ જાણશે કે, પારકા દુઃખને માટે શરીરનો ભોગ આપનાર સહાસીક પુરૂષો પડયા છે ! તે તેની તુલના કરશે ! તે તેની કીંમત આંકશે ! એટલે બસ છે.

સોની હથોડે તાર ટીપાય, તેમ તેમ તે ઝીણો થાય;
તોડતા તે તુટે નહીં, તેનું મુલ અમુલ્ય થાય.

શરધર—જગત ગુણીને ચહાય છે, જગત ગુણીને માન આપે છે, જગત ગુણીને નમે છે, પણ જગત રંક રાય જાત ભાત જોતું નથી, પણ ગુણીનેજ જોય છે. હું તમને જોઇને તમારી ઉપર પ્રસન્ન થયો નથી, પણ તમારા ગુણને જોઇને ફીદા ફીદા થઇ ગયોછું. તોપછી મારી બ્હેન ફીદા કેમ નહીં થાય ! તે તેની કીંમત કેમ નહીં આંકે ! આંકશે ? આંકશે ! અવશ્ય આંકશે ! તે તમારૂં પ્રાહશાજ ચલાવી, તમારી સત્તાને પ્રબળ બનાવશે ! તે તમારી પ્રતીમાનું સેવન કરશે ! અને માગધ દેશના પીતરૂઓને તૃપ્ત કરશે ! માગધ દેશની ચઢતી કળા કરવામાં તમને સહાયભુત થઇ પડશે ! એ વીલાસ સુંદરી એવી વીલક્ષણ પુતળી છે !

રમા—કળાશુરી હવે થઇ રહ્યું ! હવે નવો રંગ જામ્યો ! તે રંગમાં રમનાર રસીક ગુણુનીધી આપણી સામું

જરા પણ જોશે નહીં !

કળાચુરી—રમા ! તું તો એવીને એવીજ રહી ! જેને જેવો રંગ પ્રીય હોય, તે રંગમાં રમે. તેમાં નવાઇ શું ! તું પણ તેવીજ છો ! તું જે રંગમાં રમતી હતી, ત્યારે તું તારા રંગ ભટને નીહાળતી હતી ?

ગુણુનીધી—કળાચુરી તારૂં કહેવું ખરૂં છે ! જો રમા રંગભટના રંગમાં રમી હોત તો આજે રમાનો રંગ બદલાઈ જાત ! રમાના અવતારમાં આવો મ્હોટો ફેરફાર થઇ જાત. રમા હું ખરા રંગની પરીક્ષક નથી. તેથી તે રંગમાં રમનારાની નીંદા કરે છે !

રમા—હું તો ઉલટી તમારા રંગને કસ ચઢાવું છું ! તેમાં તમે એટલું બધું આડું કેમ વેતરી ગયા.

ગુણુનીધી—રમા અહીંઆં રંગ ભટ નથી કે કન-કાવતીનો રાજા માંગલસીંહ નથી; કે તારા રંગમાં રંગાઇ જઇ પોતાની કીર્તીનો નાશ કરવા તત્પર થાય ! આ રંગ તો એક વીલક્ષણ રંગારાની ભઠીમાં ઉકલી ઉકલીને મહા ઘટ થયો છે તે ઘટ થયેલા રંગને કસ શા માટે જોઇએ !

રમા—તે રંગારાના રંગમાં મળી જવાને પાકો થવા માટે આ કાચો રંગ કંઇક આશા રાખે તો તમને કંઇ અડચણ છે.

શરધર—એ નીર્લજ નારી ! બ્રહ્મ સુત્રને વગોવ-

નારી ! તારા સ્ત્રી ધર્મના રંગને પાકો કરવાને બદલે, રજની સાથે રગદોળ્યો છે. તે રંગ હવે કદી પાકો થતો હશે ! તું તારા ધર્મથી ભ્રષ્ટ થઈ ચુકી છે, તેવી ભ્રષ્ટાચારીણીનો પાકો રંગ, તારા જેવા દુરાચરણી કરવા તત્પર થશે !

કળાશુરી—સ્ત્રીઓના ધર્મ પાળવા એતો મહા દુર્લભ છે. જે સ્ત્રીઓ પાણી ગ્રહણ કરેલા પતીનો ત્યાગ કરી, પર પુરૂષનાં પ્રેમની ભાવના રાખે છે તે સ્ત્રીઓ વારંવાર વીધવાજ થાય છે. આવા દૃષ્ટાંતો મેં મારી નજરે અનુભવેલા છે, અને તેથી મને પણ મહા પસ્તાવો થાય છે. મેં નીશ્ચય કર્યો છે કે, ગુણનીધીના હાથે કળાધરનો પ્રાણ ગયા પછી નીરંજન વનમાં જઇ તપશ્ચર્યા કરીશ !

ગુણનીધિ—કળાશુરી આવો તારો દૃઢ વીચાર જાણી મને પરમ આનંદ થયો છે. તેની સાથે આ રમાનું તારણ કરવા રમાને પણ સમજાવજે !

રમા—રમા મહા પાપણી છે, રમાનું પાપ ધીમે ધીમે છળકાશે. ધીમે ધીમે રમાને રીબાવશે. તે રમાનું તારણ કેમ થઇ શકે ? નીરંજન વન પણ રમાનો સંગ્રહ કરનાર નથી. તે રમાનું તારણ ગુણનીધી જેવાને હાથથી થશે. હું ગુણનીધીને ચરણેજ છું. મારૂં અંગ મેં ગુણનીધીને અર્પણ કરી દીધું છે. તે અંગને જોઇએ તો આ સમુદ્રમાં ફેંકી દે ! જોઇએ તો અગ્નીને અર્પણ કરે, જોઇએ તો તેની રક્ષા કરે.

ગુણનીધિ—રમાં તું તારા પાપનો પસ્તાવો કરી ઈશ્વર પાસે ક્ષમા માંગ. ઈશ્વરને શરણે જઈશ તો જરૂર ઈશ્વર તારૂં તારણ કરશે ! પણ જો તું વીષય વાસનાની આશામાં રહીશ તો, તારૂં કદી પણ તારણ ન થતાં રોં રોં નર્કે .જઇશ ?

રમા—તમારા જેવા સત સંગીનો સમાગમ થવાથી હું હવે કેમ નરકે જઇશ

ગુણનીધિ—મારા સતસંગના સમાગમમાં સ્ત્રિઓને ભેળવવાની હું વિરૂદ્ધ છે.

રમા—એ પણ એક તમે નવાઇ જેવું બોલો છો !

ગુણનીધિ—તને તો નવાઇ જેવું લાગશે ! સત-સંગના સમાગમમાં સ્ત્રી પુરૂષોનો સમાગમ થતાં તે સતસં-ગીઓને નીંદા પાત્ર થવું પડે છે.

રમા—શું ત્યારે દેવ મંદીરામાં જે સતસમાગમ થાય છે તે શું વિપ્રિત થાય છે.

ગુણનીધિ—મારા અનુભવથી હું કહી શકવાને સમર્થ છું કે દેવ મંદીરોમાં કેટલાએક આપ સ્વાર્થીઓ, જેને પેટ ભરવાનો બીજો ઉદ્યોગ નથી, તેઓ આવો સતસંગ કરાવી, પોતાનો નિર્વાહ ચલાવે છે, પણ તે સત સંગથી કેટલીક સ્ત્રી અને પુરૂષો આડે વેને ચઢી ગયા છે તેથી સંત પુરૂષોના સત સમાગમમાં સ્ત્રિઓને દાખલ નહીં કરવાને સખ્ત આ-

મહ ભાંખ્યું.

શરધર—મારા પીતાએ, પણ મારા રાજમાં તેવો અનર્થ ન થાય તેટલા માટે સત પુરૂષોના સમાગમમાંથી સ્ત્રિઓને દુર રહેવા માટે સખ્ત કાયદો કાઢયો હતો.

ગુણુનીધિ—સ્ત્રિઓને મંદીરોમાં શા માટે જવું જોઇએ ! તેના ઘરમાંજ તેનો પતીરૂપ ઇશ્વર છે ! તે ઈશ્વરનું પુજન ન કરતાં અન્ય મુર્તીનું પુજન કરવું એ શું સ્ત્રિઓનો ધર્મ છે.

જે આચાર્યો સ્ત્રિઓને પોતાના પતીની સેવા કરવાનો બોધ ન આપતાં પોતાની સેવા કરાવે છે, તેને આચાર્યો સમજવા નહીં, પણ કામ દેવના પુતળાજ સમજવા !

શરધર—શું સંત પુરૂષોના સમાગમથી સ્રીઓ સાધવી થાય છે ? અને ઘરમાં રહી પતીની સેવા કરનારી સ્રીઓ સાધવીઓ થતી નથી ! એમ કહેવું એ તો આપ સ્વાર્થી પેટ ભરા સાધુનું હોય છે ! હરીચંદ્ર સતને માટે ઢેડને ત્યાં નોકર રહ્યો હતો, અને તેની રાણી સત રાખવા માટે બીજાને ત્યાં દાસી તરીકે રહી હતી. તે તારામતી વધ સ્થાને જવા છતાં પોતાનું પતીવૃતાપણું કેવી રીતે જાળવી શક્યું હતું તેને તે વખતે ઉપદેશ દેનાર કોણ હતો ? સ્રીઓ જેવા તેવા સંત સંગના સમાગમથીજ બગડે છે. અને તેનો ભવ બગાડનાર ધર્મના ધાટકી રૂષ્ટ પુષ્ટ બનેલા આ-

આર્યો છે. પણ ઘરમાં રહી, ઘરનો રાજ કારભાર ચલાવી, વડીલોની આજ્ઞા પાળે છે, સાસુ સસરાની અને પતીની સેવા કરે છે, તે સ્ત્રીઓ કદી પણ અતો ભ્રષ્ટ તતો ભ્રષ્ટ થતી નથી. જે સત પુરૂષો સતીઓનું રક્ષણ કરનારા છે, અને સતીઓ તેના દર્શનથી—પુજનથી પોતાના જીવનનું સાર્થક ગણે છે. તેજ સ્ત્રીઓ પોતાના ઘરનું રક્ષણ કરી શકે છે. સતીનો પતી પ્રદેશ જવા છતાં, સતીને પતીનો વીયોગ દુઃખ કર્તા નીવડતો નથી કારણ કે, તે સતી પોતાના પતીની પ્રતીમાંની સેવામાંજ પ્રવૃત્ત રહે છે. તે પ્રતીમાને પતી ગણે છે. અને તેનો ભોગ તેને ધરાવી પછી પોતે પોતાનો ભોગ લે છે.

રમાં—શરધર ! તારી વાણીએ મારા મનને ભીંજવી તરબોલ કરી નાંખ્યું છે. તે મનને હવે આ સંસાર દુઃખ મય થઇ પડયો છે. આ સંસારમાંથી છુટવા માટે કેવળ નીરંજન વનની તપશ્ચર્યા કરવાની જરૂર જોઉંછું, અને તેથી હું પણ કળાચુરી સાથે જઇશ.

ગુણનીધિ—ઇશ્વર તારૂં કલ્યાણ કરશે !

રમાં—હું પણ ઇશ્વર પ્રત્યે પ્રાર્થના કરીશ કે, હે ઇશ્વર ! હવે પછીના જન્મે ગુણનીધી જેવો નાથ દેજો !

ગુણનીધિ—ઇશ્વર તે પણ તારી આશા પુર્ણ કરશે !

શરધર—તારા મનની શુદ્ધ ભાવના જોઇ હર્ષની સાથે હવે કહુંછું કે, જેમ પોતાના પતીના પાંચ ગુણ રૂપે અવતરેલા પાંચ પાંડવોની સેવા કરવાને, ઇંદ્રાની દ્રોપદી રૂપે અગ્નીમાંથી ઉત્પન્ન થઇને, પાંડવોની સેવા કરી હતી. તેમ તું ઈશ્વરના ગુણ રૂપ ગુણનીધીની સેવા કરવાને માટે ઇશ્વરના પ્રતાપથી તું પણ શશીકળા રૂપે અગનીમાંથી ઉત્પન્ન થઇ સેવા કરજે.

કળાશુરી—બાળ છતાં રૂષી મુની કર્ત્તા પણ વીશેષ જ્ઞાન ધરાવે છે. એ જ્ઞાની ગુણનીધી જેવાને પ્રાપ્ત થવાથી હવે કોઈ જાતની ઓછપ રહેવાની નથી શરધર ! તું મને બહું પ્રીય લાગે છે ! તારા જેવો મને એક બાળક ઈશ્વરે અર્પણ કર્યો હોત તો મને આજે કેવો આનંદ પ્રાપ્ત થાત ! શરધર મેં ક્ષત્રીવંશને કલંકીત કર્યો છે એજ મારી અવદશા છે ! એ દશામાં ઘેરાયેલી આંધળીને આંખ આપી સારા નરસાનો ભાસ કરાવનાર તમારો પ્રીય બનેવી છે ! ક્ષત્રીઓનું લોહી હજી મારી નસોમાં છે ! પણ તે શા કામનું ! ભવીષ્યે બગાડયું ! ભવીષને માથે ઝેરના બી રોપ્યા ! તે ભવીષ ! હવે કેમ શુધરે ! ગઇ વેળા આવતી નથી. બગડી શુધરતી નથી. પુર્વના કર્મોનો અનુભવ લઉંછું ! અને હવે પછીના કરેલા કર્મોનો હવે પછીના જન્મમાં લઇશ! મેં રમાની પેઠે મારૂં અંગ ગુણનોધીને અરપણ કર્યું નૂ

હોતું પણ ઇશ્વરને અરપણ કરી દીધું છે. તો તે ઇશ્વિર મારો ઉદ્ધાર નહીં કરે ? પણ મારો જીવ ! મારૂં મન ! મારી આશા ! એ સરવે તારામાં પ્રોવાઇ ગયું છે ! તેનો તું વીચાર કર ! એટલે બસ ! મારા મનના મનોરથ સફળ થયા !

ગુણનીધિ—જ્ઞાની થવામાં આવાજ વીઘ્નો નડે છે ! હવે માથે આવેલા વીઘ્નને દુર કરો. શરધર ! મુંજાઇશમાં ! ભલે ! કળાશુરીનો જીવ પણ તૃપ્ત થાય !

શરધર—કળાશુરી, આશા અમર છે ! લાખો નીરાશામાં એક અમર આશા છુપાઇ રહે છે ! તે આશાવંતને ફળી ભુત થાય છે ખરી ! પણ તે મહા કષ્ટે થાય છે ! તે કષ્ટ શરીરનું ભાન પણ રહેવા દેતું નથી ! તું તે કષ્ટ સહન કરીશ. તે સહન કરવાની તારામાં શકતી છે ! વાસ્તે તું માગધ દેશની ઉત્તર દીશાએ આવેલા એક ઘાડા જંગલમાં એકલીંગી મહાદેવ છે તેની ઉપર તપશ્ચર્યા કરજે. તે તારી આશા પુરણ કરશે ! અને જેમ જસોદાએ કૃષ્ણને રમાડયો હતો તેમ તું પણ રમાડજે ! તે તારી સરવે આશા પુરણ કરશે !

શરધરનું આવું ઘાડું જ્ઞાન જોઈ ગુણનીધીનો પ્રેમ શરધરપર વધારે ચોંટતો ગયો. શરધરને જરા પણ ઉણપ આવવા દેતો નહીં !

પુર્ણીમાનો ચંદ્ર પોતાની પુર્ણ કળાથી પ્રકાશી રહ્યો હતો. તે પ્રકાશથી ચારે દીશાઓ સાફને ખુલ્લી દ્રષ્ટી ગોચર થઈ રહીઓ હતી. ગુણુનીધીની આંખ ફરતી ફરતી એક તેજોમય પ્રકાશ ઉપર પડી. તે જોઇ ગુણુનીધીએ આ દક્ષીણુ દીશાની માહીતગારી ધરાવનાર કળાશુરીને બતાવીને પુછયું કે, ‘ કળાશુરી આ તેજોમય પ્રકાશ કયાંથી ખેંચાઇને આવે છે ! ’

કુળાશુરી—અહીંથી પાંચ કોશને અંતરે આવેલી મહીલાપુરીના કીલ્લા ઉપર બલતી તેજોમય જોતનો પ્રકાશ છે.

ગુણુનીધી—તે મહીલાપુરીનો સત્તાધારી કોણુ છે ? તે તું જાણે છે ?

કુળાશુરી—તે મહીલાપુરીની સત્તાધારી મહીલા નામની સ્રીજ છે !

ગુણુનીધી—તેં મહીલાપુરી જોઈ છે ?

કુળાશુરી—મેં જોઇ નથી, પણુ જોનાર મહીલા પુરીની બહુજ વખાણુ કરે છે. વખાણુ કરતાં એટલા સુધી કહે છે કે, જે લોકોએ મહીલાપુરી, અને તેની રાણી મહીલાની અદભુત ખુબ સુરતી જોઇ નથી. તે માનવનો અવતાર રજ સરખો છે.

ગુણુનીધી—તે કુંવારી છે કે પરણેલી છે ?

કળાશુરી—તે પરણેલી છે ! તેને અલક મંજરી

નામની એક પુત્રી છે ?

ગુણુનીધી—તે પુત્રીને તેણે પરણાવી છે કે નહિ !

કળાશુરી—માતા અને પુત્રી વચ્ચે અણ બનાવ બનવાથી મહીલાએ અલક મંજરીને એક કીલ્લામાં કેદ કરી છે !

શરધર—જો તે અલક મંજરીને કીલ્લામાંથી મુક્ત કરવામાં આવે તો, મુક્ત કરાવનારને વરમાળા આરોપવાને ઉત્કંઠીત બને કે નહીં !

કળાશુરી—તે મારાથી કેમ કહો શકાય ! મહીલા મહા બળવાન છે ! તેના રાજની ઉપર કોઇ પણ શતરૂ ઉંચી આંખ કરી જોઇ શકતો નથી ! કળાધર જાદુગર જેવાને પણ એક વાર ધુળ ચટાવી હતી !

ગુણુનીધી—શરધર તારી ઇચ્છા શું છે. તે કહે. હું પુર્ણ કરવાને તૈયારછું. મહીલા ગમે તેવી બળવાન કાં ન હોય ! પણ એકવાર તેની અલકમંજરી નામની કન્યાનો હાથ તારા હાથમાં આપવાને આ તારો ગુણુનીધી પાછી નહીં ભરે !

કળાશુરી—બેશક ! આ વખતે હું કહી શકુંછું કે જો ગુણુનીધી હીંમત બાંધી મહિલાપુરીમાં પ્રવેશ કરે તો, મહિલા તો શું ! પણ હજારો મહિલાઓ આવે. તોપણ શર ધર તું અને ગુણુનીધી કાંઇ કર્યા વગર પાછા ફરનાર નથી.

ગુણુનીધી—કળાશુરી ! તું પણ અલક મંજરીને

શરધરને મેળવી આપવામાં મદદ કરી શકે નહીં.

કુળાશુરી--જેને મેં પુત્ર સમાન ગણ્યો છે, તે શરધરને હું શા માટે મદદ નહીં કરીશ ! જે ચમત્કાર હજી મેં કોઇને બતાવ્યો નથી. તે ચમત્કાર મહિલાને બતાવી, મહિલાનું અભિમાન ઉતારિશ ! કહો હવે તમારી શી ઇચ્છા છે !

રમા—વહાણને કીનારે લઇ જવાનો, વહાણુવટીને હુકમ આપો.

ગુણનીધી--તુંજ જાની ! હુકમ આપ કે વહાણને કીનારે લઇ જઇ લંગર નાંખો !

રમા તરત તુટક ઉપરથી ઉભી થઇ, અને જ્યાં વહાણુવટી બેઠો હતો ત્યાં આવીને કહ્યું કે, ' મહિલાપુરિ નગરીના કિનારા ઉપર વહાણનું લંગર નાંખો. '

રમાનો હુકમ થતાંજ વહાણુવતીએ સુખાણુ ફેરવિ વહાણને કીનારે લેવા માંડયું. થોડી પલમાં વહાણ કીનારે આવતાંજ વહાણુવટીએ વહાણનું લંગર સમુદ્રમાં ફેંકયું.

સર્વે કીનારે ઉતર્યા પછી ગુણનિધીએ વહાણુવતીને કહ્યું કે અમે આવિએ નહીં ત્યાં સુધી તમારે જવું નહીં.

આ સમે પ્રભાત થવા આવ્યું હતું. પ્રભાતની થંડી લ્હેરો લેતાં લેતાં આ ચારે મંગલ મુર્તીઓ હુલ્લાસની સાથે વિનોદનિ વાર્તા કર્ત્તા કર્ત્તા ધીમે ધીમે મહિલાપુરિનિ

ભાગોલે આવેલા એક બાગમાં દાખલ થા. આ નવિન પ્રવાહુસીઓને જોઇને તે બાગનિ અધિકારિણી ક્ષણ ભર એક ચીત્તથી તેનિ તરફ જોઇ રહિ, અને ઉંડા વિચારમાં ઉતરી ગઇ.

પોતાના તરંગી વિચારોને વેગળે મુકિ દઇને આ ચારે મુતીંઓને પુછયું કે, ' અહો પ્રવાહુસીઓ તમે કયાંથી આવો છો ? આવવાનું પ્રયોજન શું ? તે કૃપા કરિને વિદિત કરશો. '

ગુણુનીધી—અમે ફરતાં ફરતાં અત્રે આવિ ચઢયા છયે. શું આપ આ બાગના માલિક છો ?

માલણુ—હા. હું આ બાગનિ માલીકછું.

ગુણુનીધી—કૃપા કરિને અમને રહેવા માટે થોડીક જગ્યા કરિ આપશો ?

માલણુ—હમણું અમારા દેશપર ચંદ્રશેખર નામના રાજા છઢી આવ્યો છે, તેથી કોઇ પણ પ્રદેશિને બાગમાં ઉતરવાની અમારિ મહારાણી તરફથિ સખ્ત મનાઇ કરવામાં આવિ છે. તેથિ હું તેમ કરિ આપવાને અસકતછું.

ગુણુનીધિ—મહિલા કંઇ કમ નથી, તો પછી તેણે પ્રવાહુસીઓ માટે આવો હુકમ શા માટે કાઢયો હશે ?

માલણુ—પ્રવાહુસીઓના રૂપમાં બાતમીદારો દાખલ થઇ અમારિ ખબરો બીજાને પુરિ ન પાડે તેટલા માટેજ એવો હુકમ કાઢયો છે.

ગુણનીધિ---ગમે તેમ હો. તેનિ સાથે અમને કાંઇ પણ નિસબત નથી. પણ ચંદ્રશેખર શા માટે ચઢી આવ્યો છે તે જરા જણાવિશ.

માલણ—ચંદ્રશેખરના જ્યેષ્ટ પુત્ર અનગ્નરાય સાથે પોતાની કન્યા અલકમંજરિને નહીં પરણાવા દેવા માટે કાલા ગૃહમાં પુરિ છે તે કાલાગૃહમાંથી તેણીને મુક્ત કરાવી પોતાના પુત્ર સાથે મહીલા પરણાવે એટલા માટે પોતાનિ ભયંકર ફોજ લઇને ચઢી આવ્યો છે.

ગુણનીધિ---શું ત્યારે ચંદ્રશેખર મહિલાને જીતી અલક મંજરીને હાથ કરશે ખરો !

માલણ—ચંદ્રસેખર આના જેટલી બીજી આઠ ઘણી ફોજ લઈ આવ્યો હુત તોપણ અલકમંજરીના દર્શન કરવા ન પામત.

ગુણનીધ---ભલી માલણ ! તમે જે કહો છો, તે સર્વ સત્ય હશે. તેનિ સાથે અમારો શું સંબંધ છે કે, તેનિ કથા ચલાવિ અમુલ્ય વખતનો ભોગ આપવા તૈયાર થઇએ. દેશાટન કરતાં કરતાં અમે બહુ થાકી ગયા છઇએ. અનેક દેશના અનેક પાણી પીધાથિ અમારા શરિર અશક્ત થઈ ગયાં છે, તે શરિરને શકતી આપનારિ આ દેશની હુવા અમને પસંદ પડવાથી અમે અત્રે આવ્યા છઇએ. જો અમને આવિ ખબર હુત તો તમારિ નગરિને નવ ગજના

નમસ્કાર કરત. જો તમે મુસાફરોના મનનું દુઃખ જાણતા હો તો અમને તમારા બાગમાં થોડીક જગ્યા કરી આપશો. એટલું કહી ગુણનિધીએ પોતાનિ કમરમાંથિ પાંચ સોના મોરો કાઢીને માલણના હાથમાં મુકી દીધી.

માલણ—ખચિત્ત તમે મને શરમાવિને તમારિ માગણી મારી પાસે કબુલ કરાવી છે, તેથી હું તમને હવે કંઈ વધારે કહેવા માંગતી નથી. પણ જ્યારે મારી ગેરહાજરીમાં આ બાગમાં કોઇ પણ સરકારી અમલદાર તપાસ કરવા આવે ત્યારે તેની તપાસમાં તમારે એટલું કહેવું કે, ' અમે જાઇ માલણના પીઅર તરફના સગા છઇએ. ' એટલું કહી જાઇ માલણ પોતાના બાગમાં એક બીજી ઝુપડી હતી, તે ઝુપડીમાં આ ચારે જણાને લઇ ગઈ અને તે ઝુંપડી તેને રહેવા માટે સોંપી દીધી.

ઝુંપડીમાં દાખલ થયા પછી ગુણનીધીએ તરત બીજી બે મોહરો માલણના હાથમાં મુકીને કહ્યું, કે ' અમારે માટે ઉત્તમ પ્રકારના ખાવા લાયક પદાર્થો લાવી આપશો ! તે લઇને માલણે કહ્યું કે, ' હવે તમે કોઇ પણ પ્રકારે મુઝાશો નહીં. ઘેર આવેલા પરોણિઆની પરોણાગત કેમ કરવી તે હું સારી પેઠે સમજુંછું. ' એટલું કહીને જાઇ ઝુપડીની બહાર નીકલી ગઇ.

ઝુંપડીની બહાર જાઇને નીકળી ગયેલી જોઇને ગુણનીધીએ શરધરને કહ્યું કે, ' આ જગતમાં પૈસાવાન પર-

મેશ્વર સમાન પુજાય છે. બીન પૈસાદાર પછી તે બુદ્ધીવાન કાં ન હોય તો પણ તે મુર્ખ શીરોમણીમાં ખપે છે. ધર્માચારીએ। આચાર્યો અને ધનુષ ધારીઓ સરવે પૈસાના ગુલામો છે. તો પછી એક માલણ સરખી સ્ત્રી જેને બુદ્ધી નથી, ધર્મનું જ્ઞાન નથી, રાજની મર્યાદાનું ભાન નથી, તે પૈસાના લોભથી વશ થઈ જાય તેમાં નવાઈ શી !

મહા ભારતનું યુદ્ધ સમાપ્ત થયું ત્યારે ભીષ્મ પીતા ધર્મો ઉપદેશ કરવા લાગ્યા. ત જોઈ દ્રોપદી ખડખડ હસી પડી. આ જોઇ ભીષ્મપીતા સરમાઇ જઇને દ્રોપદીને પુછયું કે, હે સતી તમને કેમ હસવું આવ્યું.' તેના ઉત્તરમાં સતીએ કહ્યું કે, ' જે વખતે દુર્ષાશણે મારા ચીરો ખેંચ્યાં તે વખતે તમારૂં ધર્માધપણું કયાં ગયું હતું.

અનીષ્ઠ અનથી મારા ધર્મનો નાશ થયો હતો તે અનથી બનેલા રૂધીરને આ બાણોએ શરીરમાંથી ખેંચી કાઢી શરીરને સુકવી પવીત્ર બનાવ્યું છે. તેથી મારો ધર્મ પુનઃ મને સ્મર્ણ થઈ આવવાથી એ સનાતન ધર્મનો હું ઉપદેશ કરૂંછું. તે તું પણ સાંભળ. એમ ભીષ્મ પીતાએ કહ્યું હતું.

જ્યારે કુંતાજી કરણને મલવા ગયા હતા, અને કુંતાજીએ કરણની ખાત્રી કરી આપી હતી કે, હુંજ તારી માતાછું ! ત્યારે ગદગદીત કંઠે કરણે કહ્યું કે, ' હે માતા !'

જો મેં કૌરવોનું અન્ન ખાધું ન હોત તો હું કદી પણ મારા બાંધવોનો નાશ કરવા આ રણસંગ્રામમાં ઉભો રહેત નહીં ! '

માટે વીપ્રીત કામ કરાવનારો પૈશોજ છે. પૈશા મેળવવા માટે કેટલાકો નવા નવા ધર્મો સ્થાપે છે. પૈશા એકઠા કરવા માટે કેટલાકો રાજમાં પેસીને અનેક પ્રકારનાં કાવત્રાંઓ રચે છે, અને કેટલાક કેવળ પૈશાના લોભીઓ પશાને વશ થયેલાઓ, પૈશાની પ્રાપ્તી કરવા માટે પોતાની સગીઓને પણ માઠે રસ્તે ઉતારવાને ચુકતાં નથી. કેટલાક નર પીશાચો પાપી પૈશા મેળવવા માટે નીર્દોષ સ્ત્રીઓને મોહમાં નાંખી ફસાવે છે. એ બધી પૈસા મેળવવાની કૃતી છે. જે પૈશો પાણી પેઠે જાય છે ને આવે છે તે પૈશાની પ્રાપ્તી માટે લોકો કેવા નીચ કર્મો કરે છે. જે નીતીથી મેળવેલા પૈશો રહેતો નથી, તે છળથી મેળવેલો પૈશો કેમ રહેશે ?

**શરધર**—સત્ય છે.

**કળાશુરી**—દુનીયા એવા કાળા દેવોથીજ ભરેલી છે. હવે આપણે શું કરવું તેનોજ વીચાર કરો, એટલે થયું.

**ગુણનીધી**—એટલામાં કેમ અકળાઇ જાય છે. જરા ધીરજ રાખ.

**શરધર**—જોઇ વગર કાંઇ પણ આપણું વળનાર નથી.

**ગુણનીધી**—જોઇને આંજીને હાથમાં લેશું તોજ

અલક મંજરી સંબંધી સર્વ વીગતો મળશે.

શરધર—એજ માર્ગ ઉત્તમ છે.

કળાચુરી—કેદખાનું ક્યાં છે ? તેમાં કેવી રીતે પ્રવેશ થઇ શકાય છે, અને તેની રક્ષા માટે કેટલી ફોજ રાખવામાં આવી છે, તેજ જાઈ પાસેથી જાણી લેવાની જરૂર છે.

શરધર—આપણો હેતુ જાઇ જાણી ન જાય, તેની ખુબ સંભાળ રાખજો. નાગના મસ્તકમાંથી મણીઓ કાઢવાની છે.

એટલામાં જાઇ ઉંચા પ્રકારના ખાવાના પદાર્થો લઈ ઝુંપડીમાં દાખલ થઈ ગુણુનીધીની સમક્ષ રજુ કર્યા, આ પદાર્થોનો સરખો ભાગ પાડી ગુણુનીધીએ દરેકને વહેંચી આપ્યો.

આ જોઈ જાઇએ પણ પોતાના બાગમાંથી ફળો લાવી સર્વને વેહેંચી આપ્યા.

ખાતાં ખાતાં ગુણુનીધીએ જાઇને કહ્યું કે, ‘ જાઈ ! તું પણ એક ભલી બાઇ છે. તને વીવેક કર્તાં ઠીક આવડે છે ? ’

જાઈ—એમાં મેં કાંઇ વીવેક કરી બતાવ્યો નથી. તમારૂં હતું ને તમને આપ્યું, એમાં મને શાની મ્હોટાઇ આપો છો પોતાને ઘેર આવેલા પરોણાઓની પરોણાગત કરવી એ તો મનુષ્ય માત્રનો ધર્મ છે.

ગુણુનીધી—જે એ ધર્મ સમજે છે, તેજ તેની સે-

વા કરે છે. કેટલાકો પૈશા માટેજ ઉપર ચોટયો. હાવ ભાવ બતાવી ખસી જાય છે, તેમ ન કરતાં તું તારૂં ઘર કાર્ય મુકી અમારી સેવા બજાવી રહી છે, એજ તારો વીવેક બતાવે છે. વીવેકીઓની તો બલીહારી છે.

જાઇ—મને માણુસો બહુ વહાલા લાગે છે, અને તેથી હું માણુસોને ચાહું છું, પણ પૈશાને ચહાતી નથી.

ગુણુનીધી—જાઈ! આ બાગ કોનો છે?

જાઇ—મારો છે.

ગુણુનીધી—તું પરણેલી છે કે?

જાઈ—હા, હું પરણેલીછું.

ગુણુનીધી—ત્યારે તારો પતી કયાં છે?

જાઇ—મારો પતી મહીલાના મંદીરમાં બીરાજતા ઠાકોરજીની માળા ગુંઠવા ગયેલ છે.

ગુણુનીધી—તે ક્યારે આવે છે.

જાઇ—સેન આરતી થઈ ગયા પછી આવે છે.

ગુણુનીધી—તેનું મંદીર ક્યાં છે?

જાઇ—તેના રણુવાસમાં છે.

ગુણુનીધી—ત્યાં કોઇને દર્શન કરવા માટે જવા છુટતો નહીં હોય.

જાઇ—દર ગોકલ અષ્ટમીએ ત્યાં દર્શન કરવાની સર્વને પરવાનગી આપવામાં આવે છે.

ગુણુનીધી—તમારા દેશમાં દ્રાક્ષની બહુ પેદાસ છે,

અને તેથી તમારા દેશમાં દ્રાક્ષા રસ પણ ઉત્તમ બનતો હશે.

જાઈ—શું તમે દ્રાક્ષા રસ પીઓ છો ?

ગુણુનીધી—એવી કંઇક ઈચ્છા થઇ છે ખરી.

જાઇ—એમાં શી મ્હોટી વાત છે. દ્રાક્ષા રસની તો આ ભુમી છે. તમે પોતા થાકશો પણ દ્રાક્ષારસ ખુટવાનો નથી.

ગુણુનીધી—લાવ ત્યારે તેના જે દામ પડશે તે હું તને આપીશ.

જાઇ—વારંવાર એવું કહીને મને શરમાવશો નહીં. આ બાગ તમારો છે. જોઇએ તેવો તેનો ઉપ્યોગ કરો. એટલું કહી જાઇ તરત ઝુંપડીમાં દોડી ગઈ, અને એક દ્રાક્ષા રસનો સીસો અને પ્યાલા ઉપાડી લાવી, તેની સમક્ષ મુકી બધાને પાવા લાગી.

જાઇના હાથમાંથી બાટલો લઇને પ્યાલાપર પ્યાલા ભરીને ગુણુનીધી જાઇને પાવા લાગ્યો.

દ્રાક્ષારસના તાનમાં ગુલતાન બનેલા સર્વે જણો રંગમાં આવી ગયા. આ જોઇ ચતુર ગુણુનીધીએ જાઈના હાથમાં બીજી બે મહોરો મુકીને કહ્યું કે, ' જાઇ ! તારા દ્રાક્ષા રસની કીંમત કરતાં આ બે મોહોરો વધારે નથી. તે તું વગર બોલવે ગ્રહણ કરીશ, કારણ કે તું ગરીબ છે, અને તેવા ગરીબને નુકશાન કરવું એ અમારા ધર્મથી ઉલટું છે.

જાઇ—( મોહોરો ફેંકીને બોલી કે. ) આ ભુમીની

પ્રજા ગરીબ નથી, પારકા ધનની આશા રાખનારી નથી, પ્રેમી છે. પ્રેમને ચહાનારી છે. ધર્મને સાચવનારી છે. તમે પ્રહવાસીઓ છો અને ફક્ત ગણ્યાં વસ્ત્રો સાથે દેશાટન કરો છો. તેવા પાસેથી ચાર કે પાંચ મ્હોરો લીધી કે ન લીધી તોય શું ? તમે આપસો તોજ હું તમારૂં કામ કરીશ. ના ના એમ નથી અમે જે માણસને એક વખત હા કહી, અમારા પરોણા તરીકે અમારા બાગમાં ઉતારો આપીએ છઇએ તેને અમારા પ્રાણ કરતાં અધીક ચાહિએ છઇએ. તમે કોઈ ખાનદાની વંશના છો. એમ તમારી મનોવૃત્તી સાક્ષી આપી રહી છે. માટે તમે કોઈ પણ જાતની જુદાઈ ન રાખતાં આ ઘર તમારૂં છે એમ સમજીને જે માગશો તે હું તમને આપવાને રાજીછું.

ગુણનીધી—જાઈ! ખરેખર તું દયાની બ્હેન દેવી છો. અમારા પ્રત્યે તારો પ્રેમ જોઇ અમને અત્યંત આનંદ પ્રાપ્ત થયો છે. ભલી જાઈ! તું કહીશ કે અલકમંજરીને કીઆ કીલ્લામાં કેદ કરી છે, તેને શું તે કીલ્લામાંથી મુક્ત કરશે નહીં ?

જાઈ—અનનગ રાયની સાથે પરણવાનો હઠ મુકશે નહીં, ત્યાં સુધી અલક મંજરીને મુક્ત કરનાર નથી. મહિલા નીર્દય નથી. ન્યાયને જાણનારી છે પણ શતરૂઓની સાથે તો શતરૂવટ ડનારી છે.

ગુણનીધી—આમાં મહીલાનો કંઇ દોષ નથી. ક્ષત્રી-

ઓનો ધર્મ છે કે જે ક્ષત્રી બલાતકાર કરી ક્ષત્રીઓ કન્યા હરણ કરવાને મદદ આવે છે તે ક્ષત્રીઓને શીક્ષા કરવી. કેટલા માસ થયા ચંદ્રશેખર ઘેરો ઘાલી પડયો છે.

જાઈ—૭ માસ થવા આવ્યા હશે પણ ચંદ્રશેખર એક પણ હુમલામાં ફાવ્યો નથી. અને તે હુમલાઓમાં તેના પુષ્કળ માણસો કપાઈ ગયા છે. છતાં તે હઠ લઈ પડયો છે.

ગુણનીધી—જ્યાં સુધી મહીલા ચંદ્રસેખરને પોતાનું ખરૂ સ્વરૂપ બતાવશે નહીં ત્યાં સુધી ચંદ્રસેખર પાછી પાની ભરશે નહીં.

કુળાશુરી—અલકમંજરી કયા સ્થાનમાં છે.

જાઈ—તે સ્થાનનો થોડો ભાગ પાણીમાં છે, અને થોડો ભાગ પહાડમાં છે, અને તેનો બાકીનો ભાગ રણવાસની નીચે છે.

કુળાશુરી—તમે મહીલાના રણવાસમાં જાઓછો ખરા.

જાઈ—વગર અટકાવે મરજીમાં આવે ત્યાં જાઉંછું.

કુળાશુરી—મહિલાનો રણવાસ કંઈ જેવો તેવો નહીં હોય તો.

જાઈ—અમરાપુરીના નંદનવનને વીસરાવી દે તેવો છે.

કુળાશુરી—ભાગ્યશાળીને તે રણવાસ જોવા મળે.

જાઈ—બ્હેન ! એમાં શી મોટી વાત છે. ચાલ તારા મનના મનોરથ સફલ કરૂં.

કુળાશુરી—એ તો તારી મને પુર્ણ ખાત્રી છે. છતાં

તેમ કરતાં તને કાંઈક ઉપાધી નડે તેનો મને ભય રહે છે. તેથી તેમ કરવાને તને ના પાડું છું.

જાઇ--બ્હેન ! ના ના એવા વીચાર જરા પણ કરીશમાં. મહીલાનો મારી ઉપર પુર્ણ વીશ્વાસ છે. તે માટે તું નીર્ભય રહેજે.

કુળાશુરી—હુમણાનો હીંગામ જોઇ વર્તીએ તો કેવું સારૂં. મહીલા હુમણાં જુદાજ રંગમાં છે. મને જોતા તેનો રંગ બદલાઈ જાય તો પછી આપણે શું કરીએ.

જાઈ—આવો હીંગામ છતાં તે પોતાના સ્વભાવનો કદી પણ ત્યાગ કરતી નથી, તો તે એને જોઇને વધારે આનંદ પામશે. હા તારે ઠેકાણે કોઇ એકાદ પુરૂષને લઈ ગઇ હોત તો તેના ક્રોધને ભોગ આપવો પડત.

ગુણનીધી—જાઇ ! એ બધુંએ ખરૂં ! પણ કીલ્લો તો દુશ્મનના લશ્કરના ઘેરાથી ઘેરાયલો છે, તો પછી તું મહીલાના રણવાસમાં કેવી રીતે દાખલ થઇ શકીશ.

જાઈ--તમે એ વાતથી કેવળ અજાણ્યા છો, એટલે તમને શું કહું.

ગુણનીધી—દેશ દેશોના રાજાઓ, જેમ પોતાના બચાવ માટે એકાદ છુપો માર્ગ રાખે છે. તેમ મહીલાએ પણ રાખ્યો હોય, તેમાં નવાઇ શી છે.

જાઇ—હા. તમારા કહેવા મુજબજ છે. કેમ કળાશુરી તું બોલતી બંધ કેમ થઈ ગઈ.

કુળાશુરી—બ્હેન ! મારૂં ચીત્ત મહુલીલાનો અનુવાસ જોવામાં ચોંટી ગયું છે તે શીવાય મને કંઈ સુઝતું નથી.

જાઇ—એમ છે તો પછી શા માટે ક્હેતી નથી. ચાલજે આજ રાતના હું તને લઇ જઇશ.

ગુણનીધી—જાઇ! તું જઇશ તો તારા બાગની રખેવાલી કોણ કરશે ?

જાઈ—તમે છો પછી મને શાનો ભો છે.

ગુણનીધી—કળાશુરીનું મન રાખવા માટેજ બાગની ઉપાધી મને સોંપી. તું પણ ચતુર તો ખરી. ચાલ તું રાજી થા.

કુળાશુરી—તે તમને ગમતું નહીં હોય.

શરધર—ના ના અમને તો બહુ ગમે છે.

કુળાશુરી—તોય શરધર. મારે માટે તેનું અંતઃકરણ કેવું છે.

ગુણનીધિ—તારો સ્વભાવજ એવો છે એટલે શું કહું.

જાઇ—એમજ હોય, કળાશુરી હવે તું મારી સાથે આવવાને સજ થઇ રહેજે.

કુળાશુરી—હું તો સજ થઇનેજ બેઠીછું. જાઇ એટલી વાતચીત કરીને પોતાની ઝુંપડીમાં ચાલી ગઇ.

તે જોઈ કળાશુરી ગુણનીધીને કહેવા લાગી કે, ‘ આ વાતચીત ઉપરથી તમે કેવા સીદ્ધાંત ઉપર આવ્યા છો. ’

**ગુણુનીધી**—હું એવા સીદ્ધાંત ઉપર આવ્યોછું કે, ચંદ્રસેખરના બળનો નાશ કરવામાં આવે તોજ મહીલા આપણુંને અનુકુળ થઇ પડે.

**શરધર**—એમ કર્યા વગર મહીલાની આંખ ઉઘડનાર નથીજ, પણ અલકમંજરી કેમ વશ થઈ શકશે ?

**કળાશુરી**—મારા અદ્દભુત ચમત્કારથી.

**ગુણુનીધી**—અમારા કરતાં તું સર્વ વાતમાં નીપુણ છે.

**કળાશુરી**—ચંદ્રશેખરના બળનો નાશ કરવો એ તમારૂં બનેનું કામ છે. અને તે કામ નીડરતાથી કરજો.

**ગુણુનીધી**--તેનો ચમત્કાર તું આજ રાતના જોશે.

**શરધર**—કળાશુરી તું પણ જાઇના સાથે જઇને તારૂં કાર્ય પુર્ણ કરજે.

**કળાશુરી**—તેની તું જરા પણ ચીંતા રાખીશમાં. એક વાર મ્હેલ જોવા દે. પછી બધી વાત.

**ગુણુનીધિ**--જો જાઇ આપણુને મલીને, આપણુને બધી બાબતથી મદદગાર થઇ ન પડત તો આપણુને મહા ભયમાં ઉતરવું પડત. પણ તે ભય નીકળી ગયો છે. તેથી ચંદ્રશેખરનો નાશ કરવાને જરા પણ વિલંબ લાગનાર નથી. કળાશુરી તારી પાછળ અમે પણ ચંદ્રશેખરની છાવણીમાં જઈ યુદ્ધનો આરંભ કરશું.

આ પ્રમાણે વાતો ચાલી રહી છે, એટલામાં જાઇ શરૂંગાર સજીને, અને બીજા શ્રંગારની છાબને હાથમાં

લઈને લટક ચટક કરતી ગુણુનીધીની ઝુંપડીમાં દાખલ થઇને કળાશુરીને કહેવા લાગી કે, ' બ્હેન ! આ છાબમાંથી સર્વ શ્રંગાર લઇ તમે ધારણ કરો. તે જોઇ કળાશુરી કંઇ પણ ન બોલતાં હસ્તા વદને તે શ્રંગારો ધારણ કરી લીધા. પછી આ બંને જણીઓ બહાર નીકળી થોડેક છેટે ગયા પછી અલોપ થઈ ગઇઓ, તે જોઇ ગુણુનીધી વીસ્મે પામી ગયો.

રમાને બાગમાં એકલી રહેવા દઇને ગુણુનીધી અને શરધર પોતાના શસ્રો સજી લઈને ચંદ્રસેખરની છાવણી તરફ જવા નીકળ્યા.

આ બંને જણુ ફ્રતાં ફ્રતાં જ્યાં ચંદ્રસેખરની છાવણી હતી ત્યાં આવી પહોંચ્યાં. તે જોઇને એક લશ્કરી અમલદારે આ બંનેની આગળ ચાલતાં અટકાવીને કહ્યું કે, ' આગળ વધશો નહીં, નહીં તો ઠાર કરવામાં આવશે. '

ગુણુનીધી—તમે પારકી સરહદ ઉપર આવી પારકી પ્રજાને ઠાર કરવાની શી સત્તા ધરાવો છો ?

સરદાર—અહીંઆ સત્તાનો સવાલ ક્યાં છે ? અહીંઆં તો મહા બલીષ્ઠ રાજાની તરવાર હકુમત ચલાવે છે.

ગુણુનીધી—હે મુર્ખ સરદાર ! વીચાર કરીને બોલજે. તારા મુર્ખ રાજાના બળ કરતાં વીશેષ બળ ધરાવનાર મહીલા રાણીની તરવારની હકુમત કાંઇ જેવી તેવી નથી તો તે તરવારની હકુમત તારી આખી છાવણીની ખબર લેશે.

સરદાર—બસ બકવાદ કરવો મુકી દે. અને ચાલતો થા. નહીં તો ક્ષણવારમાં મારી તરવારના ભોગ થઇ પડશો. જો તારી બલવાન રાણીની તરવારની હકુમત ચાલતી હોત તો કીલ્લો બંધ કરી બેસી રહેત. તારી રાણીની તરવારમાં જોર ક્યાં છે ?

ગુણનીધી—એ મુઠી અન્નના ભીખારી ! ઘાસની પેઠે કપાઇ ગયા છો. તોપણ તું તારૂં અભીમાન મુક્તો નથીજ. એથી વધારે મહીલા રાણીની તરવારની હકુમત માગતો હોય તો તે પણ તને મળશે.

સરદાર—બસ બહુ થયું, તારી જીભને એટલે-થીજ અટકાવ. નહી તો તારો નાશ કરી નાખીશ. તારી મહીલા જેવી છપન્નશો મહીલાઓ ચંદ્રશેખરના ચર્ણ સેવે છે. તે તું ક્યાં જાણે છે.

શરધર—એ નીચ ! બોલતાં બીચાર કરજે. નહીં તો તારી જીભ ખેંચી કાઢીશ. તારો ચંદ્રસેખર કંઇ ગણ-ત્રીમાં છે. તેવા ગુલામો તો અમારી મહીલા રાણીની મોજ-ડીઓ સાફ કરી રહેલા છે.

સરદાર—એ નાદાન છોકરા ! શું તને તારો પ્રાણ વ્હાલો નથી.

શરધર—શુરા ક્ષત્રીઓના બાલકો કદી પણ પોતાના પ્રાણની રક્ષા માટે શું પાછી પાની ભરતાં હશે ? નહીં

નહીં, એ તો દુશ્મનની ખબર લેવા માટેજ અંતની ઘડી સુધી અડગજ રહેશે.

સરદાર—એમ છે તો ખેંચ તારી તરવાર, અને ચાખ મારા હાથનો સ્વાદ.

શરધર—તારા જેવા શીયાલવા સાથે તરવાર ખેંચવાને મેં જન્મ લીધો નથી. મારી તરવાર જોવી હોય તો બોલાવ તારા રાજાને.

આ પ્રમાણે અહીયાં ખુબ યુદ્ધ ચાલી રહ્યું છે. એટલામાં મહીલા નગરીના કીલ્લા ઉપરથી તોપનો મારો ચાલુ થયો. આ ગોળાઓના વર્ષાદથી છાવણી ધરૂજવા લાગી. બીજી બાજુમાંથી મહીલાના છુપા લશ્કરે ચંદ્રસેખરની છાવણીમાં ઘુસી જઇ, શતરૂઓની સેનાને ઘાસની પેઠે કાપવા લાગ્યું.

આ જોઇ ચંદ્રશેખર પણ પોતાના લશ્કરને લઇ મહીલાના લશ્કર ઉપર તુટી પડયો. બંને લશ્કરની વચ્ચે ખુબ કાપાકાપી ચાલી. આ ઘોર યુદ્ધનો રણકો જેમ જેમ લાંબો જતો ગયો તેમ તેમ બંનેના લશ્કરો સચેત થઇ આ રણ સંગ્રાહમની ભુમી ઉપર ધસારા બંધ આવવા લાગ્યું. ગુણનીધી અને સરધર પણ તેમાં ઘેરાઈ ગયા. આ ચાલી રહેલા ઘોર યુદ્ધમાંથી પોતાનો બચાવ કેમ કરરવો તેનું પણ તેમને ઘણીવાર ભાન રહ્યું નહીં. તેઓ પણ ગોળીઓથી વીંધાવા લાગ્યા. માથે ધસી આવતી તરવારોને રોકવા માટે પોતાની તરવારોને ચમકાવવા લાગ્યા. પણ તેથી શું ! તેઓની મન-

કામના પુર્ણ થવાની હતી ? બે લાખ માણસના ઘેરામાંથી ચંદ્રસેખરનું માથું કેમ કાપી શકાય ? આવી કલ્પના ગુણનીધી ક્યારનો મનમાં કરી રહ્યો હતો. કલ્પના કરતાં કરતાં તે થાકી ગયો પણ તેના મનની એક પણ કલ્પના સ્થીર થઇ શકી નહીં.

આ જોઇ શરધરે કહ્યું કે, ' હુવે શું જુઓ છો ? વીચાર કરવાને આ સમય નથી. આ પલ ગઇ તો સમજી લેજો કે, રાઈની પેઠે વેરાઈ જશું. વીજળીની પેઠે તરવારો છબુકી રહી છે, કોઇને કસા પ્રકારનું ભાન રહ્યું નથી. આંખ વીચીને શુરાઓ પોતાનું શુરાતન બતાવી રહ્યા છે, અને તેઓના શુરાતનથી ધરણી ધુરૂજી ઉઠી છે. આકાશ અંધકારથી ઘેરાઈ ગયું છે, અને પ્રચંડ શુરાઓને વરમાલા આરોપવાને સ્વર્ગની અપ્સરાઓ વરમાલા લઈ તત્પર થઇ રહીઓ છે.

આ સર્વનો નાશ કરી કંપતી ધરણીને શાંત કરવાનું કામ તમારે કરવાનું છે. જ્યા સુધી તમારા દૈવી ચક્રનો ઉપયોગ કરશો નહીં ત્યાં સુધી તેઓનો અહંકાર ઉતરવાનો નથી. એ પણ જાણશે કે, અમે પારકી કન્યાનું હરણ કરવા ગયા હુતા. મહીલા પણ માનશે કે, અમારા બળનો, અમારા પરાક્રમનો અમારી સમૃદ્ધીનો નાશ કરતાને અટકાવનારા શુરવીરો આ ભુમીમાં ક્યાંથી ઉત્પન્ન થયા હશે. તેવા વીર પુરૂષો વગરની ભુમી વાંઝણી નથી. એવી ખાત્રી કરી આપવાનું કામ તમારે માથે આવ્યું છે. તે શું બજાવશો નહીં ? દૈવીચક્ર અને ખડગોને શું શોભા માટે, કમરમાં બાંધી

રાખ્યા છે. તે આવા વખતે કામમાં નહીં આવે તો તે ક્યા વખતે ક્યા કામમાં આવશે. એ દેવી ચક્ર અને ખડગે આસમાનને માટેજ છે હવે મારી ધીરજ તુટી ગઇ છે, મારૂં ધૈર્ય રહી શકે એમ નથી. હું ભય જોઉં છું. જે આશા માટે આવ્યા હતા, તે આશા નીરાશા જેવી લાગી છે. શું ધાર્યું હતું ને શું થયું, માટે સચેત થાઓ. શતરૂઓનો નાશ કરો. અને ભુમી ઉપર લોહીની નીક ચલાવો તે લોહીમા આપણાં લુગડાં રંગો અને લોહીના છાપા મહીલા નગરીના કીલ્લાના દરવાજે મારો. તે તેગર અલક મંજરી આપણને પ્રાપ્ત થઇ શકનાર નથી.

શશધરના રદય ભેદક શબ્દો સાંભળતાંજ ગુણનીધીએ ગાડ મારીને કમરમાંથી દેવી ચક્ર કાઢી તેને સાતવાર નમસ્કાર કરીને ચક્રને આજ્ઞા કરી કે, ‘ અહો દેવી ચક્ર ! તને દેવના સોગન આપીને કહું છું કે; જા છુટ જા, અને આ સર્વનો નાશ કરી, મહીલા રાંણીના પગને સ્પર્શ કરી સત્વર પાછું આવ. ’ એટલું કહેતાંજ ચક્ર ગુણનોધીના હાથમાંથી છુટયું અને તમામ લશકરને બાલી ભસ્મ કરવા લાગ્યું. આ જોઇ લશ્કર ત્રાહી ત્રાહી પોકારી ઉઠી દડાની પેઠે જમીનપર દડવા લાગ્યું.

ચક્રની અગ્નીમાંથી ભાગી છુટવા માટે ચંદ્રસેખરે પોતાના હાથીને બહાર કાઢવાને માધવને આજ્ઞા આપી.

ચંદ્રશેખરનો હાથી રણભુમીના મધ્ય ભાગમા આવ-

તાંજ ગુણુનીધીએ શરધરના હાથમાંથી ખડગ લઇને શરધરને કહ્યું કે, ' શરધર એક એવો તારી તરવારનો ઘા કર કે જેથી હાથીની સુંઢ ઉડી જાય. ' આ સબ્દો સાંભળતાંજ શરધરે તરવાર ખેંચી હાથીની શુંઢ ઉરાડી મુકી. આ ઘાથી હાથી તરત નીચે બેસી ગયો. તે જોઇ ગુણુનીધીએ ચંદ્ર- શેખરની છાતીમાં એવા જોરથી ખડગનો ઘા માર્યો કે જેથી ચંદ્રસેખર હાથી ઉપરથી નીચે તુટી પડયો.

સર્વે લશકરનો નાશ કરી ચક્ર મહીલા નગરીના કીલ્લા ઉપર ઉભેલી મહીલાના પગને સ્પર્શ કરી ગુણુની ધીના હાથ ઉપર આવી ચોંટયું.

આ ચમત્કાર જોતાંજ મહીલા ગભરાઇ ગઈ. મહીલા કંપવા લાગી. મહીલાના હાથમાંની તરવાર કીલ્લાની બહાર પડી ગઇ, અને ભયની ચીસ નાંખી બોલી ઉઠી કે, ' આ મારી ભુમી ઉપર આવો કોપ કરનાર કોણુ છે ? જેમ તેના કોપે સર્વના લશ્કરનો નાશ કર્યો છે તેમ મારી નગરીનોતો નાશ નહીં કરે ? અરે ઇશ્વર તું મને સહાય કર ! તું મારો રક્ષક છે.

મહીલાની આવી દશા થએલી જાણીને કળાશુરી કહેવા લાગી કે, ' હે મહીલા ! સાવધ થા. એ કોપ કરનાર તારી રક્ષાજ કરસે. તારા શતરૂનો નાશ કરવા માટેજ આ કોપ કરનારે પોતાનું ઉગ્ર સ્વરૂપ ધારણુ કર્યું હતું. તું જરા પણુ ડરીશમાં, તું જરા પણુ હીંમત હારીશમાં; તારી ઉપર કોપ

કરનારને હું તારી વતી જવાબ દઈશ. '

કળાશુરીના આવા ધીરજવાલા શબ્દો સાંભળી મહીલા જાઈ અને કળાશુરી કીલ્લા ઉપરથી નીચે ઉતરી પોતાના મ્હેલમાં દાખલ થયા.

માવધની ખાંધે ચંદ્રસેખરને બેસાડીને ગુણનીધી અને શરધર પોતાની ઝુંપડીમાં લઇને દાખલ થયા, અને ચંદ્રસેખરને એક ખાટલા ઉપર સુવાડી તેના ઘા પર દવા લગાડવાને રમાને સુચવ્યું, અને ગુણનીધી અને શરધર તેની સારવાર કરવામાં મંડી પડયાં.

એટલામાં જાઈ અને કળાશુરી પણ ઝુંપડીમાં દાખલ થયા. આ જોઇ જાઈ મનમાં કહેવા લાગી કે, ' ચક્રને મુકી સર્વનો નાશ કરનારા આજ બે પરાક્રમી પુરૂષો છે. ' એટલું કહી તે પણ ચંદ્રસેખરની સેવા કરવાને મંડી પડી.

કળાશુરી માટે પોતાના મનમાં જે શંકા ઉત્પન્ન થઈ હતી તે શંકાનું નીવારણ કરવા માટે, અને તેના બોલવામાં શું ભાવાર્થ હતો તે જાણવા માટે મહીલા છુપો વેષ ધારણ કરી મ્હેલના છુપા માર્ગેથી બહાર નીકળીને જાઇના બાગમાં દાખલ થઇ. અને કોઈ ન જાણી શકે તેમ તે ગુણનીધીની ઝુંપડી આગળ આવી ઉભી રહી. આજ ઝુંપડીમાં કંઇક જાણવા જેવું છે. એમ જાણીને તે ઝુંપડીને પાછળ, ઝુંપડીમાં શું વાત ચીત્ત થાય છે તે સાંભળવાને કાન દઈ ઉભી.

ખાટલાપર શ્વાસ લેતો ચંદ્રસેખર કહેવા લાગ્યો કે,

' મારો દુશ્મન ક્યાં છે ? તેણે મારી સમીપ આવી મારા હાથનો સ્વાદ ચાખવો. જ્યાં સુધી તેની ચેહ મારી ચેહ સાથે ખડકાશે નહી ત્યાં સુધી મારો જીવ અહીંઆંજ ભમ્યાં કરશે.'

**ગુણનીધી**—શુરા ક્ષત્રીઓ સેવટનો શ્વાસ લેતાં લેતાં પણ પોતાના દુશ્મનને મારવાની ઉત્કંઠા ધરાવે છે તેજ શુરા ક્ષત્રીઓના નામને ઓપાવે છે. ઓ ચંદ્રસેખર ! તમારો દુશ્મન પોતાના દુશ્મનની સેવા કરી રહ્યાં છે. દુશ્મન દુર નથી. તમારા દુશ્મનના હાથ સાથે હાથ મેળવવાની આકાંક્ષા રાખતા હો તો હું હથીઆર પણ તમારા હાથમાં આપવાને તૈયારછું. તમારા જીવ અવગતે ન જાય, અને શાંન્તી પામે તે માટે હું જરા પણ કાયરપણું બતાવીશ નહીં.

**ચંદ્રસેખર**—ઓ દુશ્મન ! ઓ દાના દુશ્મન ! મારા બળનો નાશ કરી, મારા આંતરડા બહાર ખેંચી કાઢી ઉપરથી મારી સેવા કરે છે. તેથી કપાળે ચોંટેલા કલંકનો નાશ થનાર નથી. ઝળકતી કીર્તીને રજમાં રોળનાર ઓ દુસ્મન હવે તું મારા પ્રાણની રક્ષા શા માટે કરે છે. એ પ્રાણ રહ્યો તોય શું ને ન રહયો તોય શું ? જીવતાં કરતાં મરવું ભલું છે. હવે હું આ જગતમાં ઉંચું માથું કેમ કરી શકીશ ? હવે હું આ જગતના શુરાઓમાં મારી આણને કેમ ફેરવી શકીશ ? તેઓ મને ધીકારશે ! તેઓ મારી આણને લોપશે ! એ શું મારો કોપ સહન કરી શકશે ? ઓ દુશ્મન ! તારૂં મેં શું બગાડયું હતું ? તારો મે કયો

આમ પ્રાસ લુંટી લીધો હતો. મેં તારૂં કયું ભવીષ બગાડયું હતું ? મેં તારી કઇ કન્યાઓનું હરણ કર્યું હતું ? તે તું મને બતાવીશ ? એવું મેં જો કર્યું હોય, અને તેનો બદલો વાળવાને તે મારા બળનો નાશ કર્યો હોય તો હું તને એક શબ્દ પણ કહીશ નહીં.

ગુણુનીધી—અહો ચંદ્રશેખર ! શુરાઓને નહીં ઘટે એવો શોક શા માટે કરોછો. બનનાર મીથ્યા થતું નથી, એમાં ચતુરો પણ ચેતરાઇ ગયા છે. તમે અલકમંજરી પ્રાપ્ત કરવાના લોભ માટે મહીલા નગરીનો નાશ કરવા સારૂં જરા પણ વીચાર ન કરતાં, તમારા સામર્થનો, બળનો ઉપયોગ કરવાને મહીલા નગરીની તમામ સીમાં બળવાન યુદ્ધાઓથી ઘેરી લીધી હતી, અને તેનો નાશ મહીલા નગરીની ભવાન રાણી કરત, પણ તે જશ ખાટવાનો તેના કામમાં વીધીએ નહીં લખેલો હોવાથી તે જશ તે મેળવી શકી નથી.

જેમ અલકમંજરી મેળવવાનો લોભ તમને થવાથી તમે યુદ્ધ કરવાને અત્રે આવ્યા હતા, તેમ અમને પણ અલકમંજરી મેળવવા માટે લોભ થવાથી અમે પણ અમારી તરવાર બજાવવાને આવ્યા હતા. જો તમે અમારો પરાજય કર્યો હત તો તમે અલકમંજરીને લઇ જાત, પણ તમે યુદ્ધમાં હારી જઇ અમારે શરણે આવ્યા છો તેથી તમારો હક અલકમંજરી ઉપરથી ઉડી ગયો છે, અને અમારો હક અલકમંજરી મેળવવા માટે સાબીત થયો છે. જો મહીલા નગ-

રીની મહાન રાણી પોતાની પુત્રી અલકમંજરીને મારા શર-ધર સાથે હર્ષની ગર્જના સાથે નહીં પરણાવશે તો અમે તેની સાથે યુદ્ધ કરવાને તત્પર થઇશું.

ચંદ્રસેખર—હું તો અલકમંજરીના આમંત્રનને માન આપીને આવ્યોછું. જો તેના આમંત્રનનો અનાદર કરી બેસી રેહેત તો તે મને શાની ઉપમા આપત ?

ગુણનીધી—એજ મ્હોટાઇમાં મહાન ભુપાળોએ પોતાના વંશનો, સમૃદ્ધીનો, અને સત્તાનો નાશ કરાવ્યો છે.

આ શબ્દો સાંભળતાંજ ચંદ્રસેખર પાછો બે શુદ્ધીમાં આવી, બે ભાન બની ઉંડા શ્વાસ ખેંચવા લાગ્યો. આ જોઇ ગુણનીધી તેની આસના વાસના કરવાને મંડી પડયો.

પડયાં પડયાં પાછો આવેશમાં આવીને બડબડવા લાગ્યો કે, ' હે દુષ્ટ દુશ્મન ! ઓ દગલબાજ દુશ્મન ! તું શુદ્ધ ક્ષત્રીનું બીજ નથી. પણ કોઇ ચંડાલનું છે. એક ઘેરાયલા સીંહને પ્રપંચથી ઘાયલ કરી કેદમાં નાંખવાથી શું તારી બહાદુરી કહેવાશે ? એકવાર હાથ સાથે હાથ મેળવીને વીરતા બતાવી હત તો હું તને ખરા શુરા ક્ષત્રીની ઉપમા આપત ! પણ યાદ રાખ ! મારા અનનલનો હાથ તારી અને મહીલા રાણીની ખબર લેશે. તું મહીલાને સમજાવી અલકમંજરીને લઇ જાય તે પહેલાં મારો વીરભદ્ર બહુ બળ-વાળો પુત્ર અનનલરાય તમારા સર્વનો નાશ કરશે. ઓ દુષ્ટ મહીલા ! ઓ અવીચારીણી મહીલા ! ! તારો અને તારી

નગરીનો નાશ કરાવવાની ઇચ્છા રાખતી ન હોય તો ઝટ મારે શરણે આવી મારા ચરણ સેવી મારી આસપાસ ઉભેલા મારા દુશ્મનોનાં માથાં કાપી મારા હાથમાં આપી મારા જીવને શાન્તી પમાડ. નહીં તો તારો ગર્વ ઉતરી જશે. તારા સુખનો નાશ થશે, અને એક દાસી તરીકે મારા પુત્રના રણવાસમાં રહેવું પડશે. તું એક લુટારાને હાથે મારા બળનો નાશ કરાવી જગ જીતી ગઈ છે એવું અભીમાન કદી પણ રાખતી નહીં.

ક્ષત્રી વંશને તારી પુત્રીને ન આપતાં શું તું એક લુટારાને આપવાને તૈયાર થઈશ ? તેથી તારૂં અભીમાન રહેશે ? તેથી તારી કીર્તી કલંકીત નહીં થાય ? તેથી શું તને મહાન રાજાઓ ધીકારશે નહીં ? તેનો તું વીચાર કરજે.

ચંદ્રસેખરના રાજનો સમૃદ્ધીનો બળનો અને તેના વંશનો નાશ થશે, ત્યાં સુધી અલકમંજરીને એક લુંટારાના હાથમાં નહીં જવા દેશે. હાય ! પ્રાણ જતા નથી. મહા કષ્ટ વેઠે છે. દેવ તું મારા પ્રાણની રક્ષા કર. એટલા શબ્દો સાંભળતાંજ મહીલા એક સીંહણની પેઠે કુદકો મારી ઝુંપડીમાં દાખલ થઈ. અને પોતાના હાથમાંથી તરવાર ખેંચી ચંદ્રસેખરના ખાટલા આગળ જઇ કહેવા લાગી કે, ' હે નીચ ! હે અધમ પાપી ! ! ક્ષત્રી ધર્મનો ત્યાગ કરી તારા ઉપર અધીકાર ચલાવનાર મહીલા રાણીની આજ્ઞાનો ભંગ કરી મહીલા નગરી ઉપર ચઢાઇ લઇ આવતા તને શરમ થઇ નહીં?

એ નીચ કુતરા તને ધીકાર છે. તારા પાપનો પસ્તાવો ન કરતાં, અને તારા પાપની માફી ન માગતાં, તારી માતા સરખી, તારી પુજ્ય દેવી સમાન મહીલાનું અપમાન કરે છે, તારી જનેતાને ! તને જો હમણાં તારા અપરાધ બદલ કોઈ જંગલી વરૂ આગળ મુકું તોપણ તારા અપરાધનો બદલો વળી શકે એમ નથી. યાદ રાખ કે, તારા રાજનો, તારા વંશનો, અને તારી સમૃધ્ધીનો નાશ આજ મહીલા કરશે. ત્યારેજ આ મહીલાના હાથ ઠરશે. જા પાપી જા. મરેલાને મારવામાં હું મારો ધર્મ સમજતી નથી. જો હું તારા જેવી નીરદય હત તો હમણાજ આ ભવાનીને તારો ભોગ ચઢાવી દેત. ખબરદાર ! તારી જીભને આગળ ચાલતી અટકાવજે. પરાક્રમી પુરૂષોને આડું અવળું કહી અપમાન કરતાં જરા સાંભળીશ તો તારી જીભને કાપી નાખીશ.

શરધર—દેવી ક્ષમા કરો ! ક્રોધને સમાવો, એ બધું એ દુઃખની વ્યાધીમાં બકે છે, તેથી તેને કંઈ પણ કહેવું એ ન્યાયથી ઉલટું કહેવાય.

ગુણનીધી—ઓ મહાન દેવી ! તરવારને મ્યાન કરો, એના અપરાધની એને શીક્ષા મળી ચુકી છે. એથી હવે તમે તેને કંઈ વધારે શીક્ષા કરવાને ધારોછો.

કુળશુરી—દેવી ! હવે આવડું શરાતન ક્યાંથી છુટયું ? દુશ્મન હાથમાં આવ્યા પછી કે પહેલાં. પડતાની

ઉપર પાટું મારવી એ ક્યા શાસ્ત્રમાં લખ્યું છે ? વીવેક રાખો.

મહીલા—( શરમાઈને ) હું તમને કંઈ પણ કહેવાને કેવળ અશક્તછું. હું જે કાંઇ કહું તે સરવ વ્યર્થ છે. ઘેરાએલા વાદલની વચ્ચે એક ઉછળી રહેલા તોફાન રૂપી દરીઆમાંથી બહાર કાઢનારની આગળ મારા શું વખાણ કરૂં ? જેના બળનો નાશ કરવાને અર્જુન સરખા યોધ્ધાઓ પણ અસમર્થ છે, તે બળને તમે વગર સેનાએ નાશ કર્યો છે. એ શું થોડી આશ્ચર્યની વાત છે ? મહીલાની કીરતીનો જય ઘોષ ગગડાવ્યો છે. અને મહીલાના નામને અમર કર્યું છે. એ કેટલી બધી હર્ષની વાત છે. આ ઉપરથી મારી પુર્ણ ખાત્રી થઈ ચુકી છે, કે આપ કોઈ વરદાઇ પુત્ર છો ! તે વરદાઇ પુત્રોને વધુ પુછવાને હું જરા પણ લાયક નથી. માટે અહો વરદાઇ પુત્રોને વધુ પુછવાને હું જરા પણ લાયક નથી. માટે અહો વરદાઇ પુત્રો ! મારા ભવનને પવીત્ર કરવાને મારી ઉપર અવશ્ય કૃપા કરશો.

ગુણનીધિ—અહો દેવી ! આપના આમંત્રણને માથે ચઢાવીએ છેયે.

મહીલા—જાઈ ! તું લશ્કરના મજબુત પહેરા સાથે આ દુષ્ટને લઇને ઝટ રણવાસમાં દાખલ થઇ, કીલ્લાનાં અંદરનાં ગુપ્ત ભાગમાં આવેલા અંધારા કુવામાં લઇ જઇ કેદ કરજે. એટલું કહી આ ચારે જણ બાગમાંથી બહાર નીકળી

મહીલાના રણુવાસમાં ગયા.

આ સર્વે ગયા પછી જાઇ ઝટ બહાર નીકળી કીલ્લામાં દાખલ થઇ એક લશ્કરી ટુકડીને લાવી બાગમાં દાખલ થઈ અને ચંદ્રસેખરને ઉપાડી રણુવાસમાં જવાને નીકળી.

સરવે જણુ રણુવાસમાં પ્રવેશ કરતાજ મહીલા સરવનો આદર સત્કાર કરવાને મંડી પડી.

સરવનો સત્કાર કર્યા પછી મહીલા ગુણુનીધીનો હાથ ઝાલીને તેને એક સીંહાસન ઉપર બેસવાની પ્રાર્થના કરી.

તે જોઈ ગુણુનીધીએ કહ્યું કે, ‘ અહો દેવી ! આ સીંહાસન ઉપર બેસવા લાયક હું થયો નથી, તેથી મને તે માટે ફરજ પાડશોજ નહીં. આ તમારા બાલ જમાઇ રાજને બેસાડો. તે બેસવાને પુર્ણ લાયક છે. તે માગધ દેશનો બાળ રાજા છે.

કુળાશુરી—અહો દેવી ! અમે તો અમારા બાળ રાજાનો હઠ પુરો કરવાને માટેજ તમારી નગરીના કીનારા ઉપર ઉતર્યા હતા. ગુણુનીધી સર્વે વાતે નીપુણ અને સાધુ વરત પાળનારો પુરૂષ છે. તેને માન મ્હોટાઇ સરવે સરખીજ છે. તેને તેનું મુદલ અભીમાન નથી. કેવલ બીન સ્વાર્થી છે, અને પરમાર્થ માટે સર્વ સુખનો ત્યાગ કરી પોતાની કાયાને કષ્ટ આપે છે. તેને પરમાર્થ માટે મહા દુખ ભોગવ્યું છે, અને હજી ભોગવવા માટે પોતાની મુસાફરી ચાલુ રાખી છે.

**મહીલા**—ધન્ય છે એવા વીર પુરૂષને ! એવા પુરૂષના દર્શનથી હું આજ કુલ કૃતાર્થ થઇછું. મારે ઘેર જાણે બીજો ચંદ્રમા કાં ઉગ્યો ન હોય ? એવાજ પુરૂષો પરમાર્થ માટે સર્વમાં પુજાય છે. અહો ધર્માત્મા આપ એવા કીઆ પરમાર્થ માટે આત્મભોગ આપવાને નીકળ્યા છો તે જરા કૃપા કરીને વીદીત કરશો.

**ગુણનીધી**—કળાધર નામના જાદુગરનો નાશ કરવા માટે આ દેહનો ભોગ આપવા નીકળ્યોછું.

**મહીલા**—સાબાસ ! વીર પુરૂષ સાબાસ ! ! તમને તમારા કામમાં ઇશ્વર જય આપો. હું પણ તમારા કામમાં મદદ કરીશ.

**ગુણનીધી**—મહીલા તમારો વીવેક જોઇ હું ઘણો આનંદ પામ્યો છું. તમારા જેવી મહાન સમૃધ્ધીવાન રાણી એક દુષ્ટ જાદુગરને મારવા માટે મને મદદ આપવાને ઉત્કંઠીત બન્યા છો. એજ મારા વીજયની સાક્ષી આપે છે.

**કળાશુરી**—મહીલા ! તું ચતુર છે, સમજુ છે, અને સર્વ વાતની જાણુક છે એટલે તને વધારે શું કહું.

**મહીલા**—જે વાત માટે તું મને ઈસારો કરે છે તે વાત મારા હાથમાં નથી. જો તું મારી બ્હેન હો, જો તું મારા કલ્યાણમાં રાજી હો, અને મારૂં માન રાખવાની ઇચ્છા રાખતી હો તો તું અલકમંજરીને સમજાવ. હું જાણુંછું કે, તું જરૂર અલકમંજરીને વશ કરી શકીશ, તારી છટાદાર અને

મોહક વાણી સાંભળી અલકમંજરી ખચીત તને આધીન થશે.

કળાશુરી—બસ એટલુંજ ? એમાં શી મ્હોટી વાત છે, ક્યાં છે અલકમંજરી ? કેમ નથી સમજતી જોઉં વારૂં ? એતો મારે મન એક રમકડું છે. તે રમકડાના કાનમાં જરા મંત્ર મુકવાનીજ ખોટી. પછી જોઇ લ્યો તે રમકડાંની રમત.

મહીલા—એ તો અનનલરાયની માળા જપી રહી છે. અનનલ અનનલ સીવાય બીજા કસાનો ઉચ્ચાર કરતી નથી. એ દુષ્ટ અનનલનો ઉચ્ચાર નહીં કરવા માટે મેં કાંઈ બાકી રાખ્યું નથી. છતાં તે સમજતી નથી, પણ મનનો હેતુ જણાવતી નથી.

કળાશુરી—વળી તું એવું કાં બોલી, તારે શરધર સાથે અલકમંજરીને પરણાવવી છે કે નહીં ! ઇચ્છા ન હોય તો ના કહે અમે અમારૂં ફોડી લેશું.

મહીલા—બ્હેન ! તું તો જબરી મળી, મારી ક્યાં ના છે. જાને સમજાવ. ( મનમાં ) મારે સપાટે ચઢ પછી વાત.

કળાશુરી—કોને સમજાવું, ભીંતને સમજાવું. અલક મંજરી ક્યાં છે, તે તો બતાવતી નથી.

મહીલા—જરા ધીરજ રાખ. હમણાં તને અલક-મંજરી સન્મુખ લઇ જવાને અનુચરને કહું છું. સાથે શર-ધરને પણ લેતી જજે, અને બંનેના હાથ મેળવીને મારી પાસે લાવજે.

**કુળાશુરી**—એ પણ ઠીક કહ્યું.

**એટલામાં હસતી હસતી, અને આંખના ચણીઆરા** ઉડાવતી ઉડાવતી જાઇ મહીલાના રણુવાસમાં દાખલ થઇ મસ્તક નમાવી, બને હાથ જોડી વીવેકથી કહેવા લાગી કે, ' હે રાજ્ય માતા! આજ્ઞાનું સાર સરવે બરાબર કરીને

**મહીલા**--સરવે બરાબર છે. એની સાક્ષી તારી મુખ કાન્તી આપી રહી છે. પછી તને વધારે શું પુછું ? જા, આ બંનેને અલકમંજરીના ભયંકર ભોંયરામાં પ્રવેશ કરાવ.

**જાઇ**—આપની ઇચ્છાનું સાર કરવાને આપની દાસી તૈયાર છે. ( કળાસુરીને ) આવો મારી સાથે. અલકમંજરીને બતાવું. જોઉં છું કે, અલકમંજરીને તમે કેવી રીતે વસ કરો છો.

**કુળાશુરી**—મને વસ કરતાં ન આવડે તો તું જરા મને શીખવજે, તું પણ ક્યાં કાચી છો.

એટલું કહી આ ત્રણે જણને અલકમંજરીના ભયંકર ભોંયરામાં દાખલ થયેલા જોઇને મહીલાએ ગુણુનીધીને કહ્યું કે, ' અહો પ્રવાસી ! આવો આપણે પણ કળાસુરીની કળા નીહાળીએ. '

**ગુણુનીધી**—આપની ઇચ્છાને હું આધીન છું.

એટલું કહી મહીલા, ગુણુનીધી અને રમા એ ત્રણે જણ કળાસુરીની પાછળ પાછળ ભયંકર ભોંયરામાં દાખલ

થયાં, અને ત્રણેને કોઇ પણ જોઈ ન શકે તેવી રીતે તે ત્રણે જણુ તે ભયંકર ભોંયરાના એકાદ ગુપ્ત ભાગમાં ભરાઇ બેઠા.

પ્રીય વાંચક ! હવે તું મારી સાથે અલકમંજરીના ભયંકર ભોંયરામાં પ્રવેશ કર. ત્યાં કળાસુરી પોતાનાં અદભુત ચમત્કારથી અલકમંજરીને કેમ વશ કરે છે તે તું નીહાળ.

આ ભયંકર ભોંયરામાં કળાસુરી પ્રવેશ કરતાંજ આ ભયંકર ભોંયરૂં ઝલહલી રહ્યું. આ ઝલહલનો પ્રકાશ અલકમંજરીની આંખના પ્રકાશ સાથે મળી ગયો.

આ પ્રકાશથી તેની દીવ્ય ચક્ષુઓ ચો તરફ ફરવા લાગી. ફરતી ફરતી એક વીલક્ષણ મુર્તી ઉપર ચોંટી. ચોંટતાંજ અલકમંજરી પોતાની સેજ ઉપરથી બેઠી થઈ. પણ તેની નજર તે અલૌકીક મુર્તી ઉપરથી જરા પણ ન ખસવાથી તે વધારે યાકુલ વ્યાકુલ બનતી ગઈ. તે મુર્તીએ અલકમંજરીનું પોતા તરફ આકર્ષણ કરવાથી, અલકમંજરીને બોલવાની કે ચાલવાની પણ શુદ્ધી રહી નહીં. શરીર પરના વસ્ત્રો પણ શરીરની માજા મુકી શરીરથી છુટા પડી ગયા. તે પણ તે જાણી શકી નહીં. નહીં જોઇ શકાય, અને નહીં સહન કરી શકાય એવી ચેષ્ટા કરતી પાષાણની પુતળી પેરે સ્થીર થઇ ગઈ.

આ સીંત્તા દર્શક દેખાવ જોઈ કળાસુરીએ જાઇને કહ્યું કે, ' જાઇ ! તારા શરીરનો કોઈ પણ ભાગ અલકમં-

જરીના શરીરને સ્પર્શ ન કરી શકે તેવી રીતે તું તેની પાસે જઇ તેના શરીરને ઢાંક, અને પછી તેની પાછળ જઇને ઉભી રહે અને મારી આંગળીની ઇસારત મુજબ તું તરતજે.'

આ શબ્દો સાંભળતાંજ જાઈ, અલકમંજરીની પાસે ગઇ અને એના શરીરને ઢાંકીને તેની પાછળ જઇને ઉભી.

અલકમંજરીની પાછળ જાઇને બરાબર ઉભેલી જોઇને કળાસુરીએ પોતાના જમના હાથની ટચલી આંગળીને પોતાના મસ્તક ઉપર મુકી. તે જોતાંજ જાઇએ પણ પોતાની આંગળી અલકમંજરીના મસ્તકના મધ્ય ભાગમાં અધર ઉભી રાખી.

આ ચીત્તવેધક મોહીની મંત્રનો પ્રયોગ શરૂ થતાંજ અલકમંજરીની આંખ ઉઘડી ગઇ. અને તેની નજર પાછી પોતાની સમીપ ઉભેલી પ્રતીમા ઉપર પડી.

જેમ જેમ અલકમંજરીની નજર તે વીચીત્ર પ્રતીમા ઉપર પડતી ગઇ તેમ તેમ તે પ્રતીમાનો રંગ બદલાતો ગયો તે જોઈ અલકમંજરી પણ સચેત થતી ગઈ.

એક અરણ્યના ભુતના આકાર સરખી બની ગયેલી મુર્તીનો વીચીત્ર પ્રકાર જોઇ અલકમંજરી કંપી ઉઠી, ધરૂજવા લાગી, બંને હાથની હથેલીઓને ખુબ ચોળવા લાગી. દાંતની કડકડાટી બોલાવવા લાગી, અને ખુબ આવેશમાં આવીને મનમાં કહેવા લાગી કે, ' અહો ચંડાળ મુર્તી ! ઓ નીર્લજ વનચર ! ! ! ઓ ભયાનક ભુત ! ! ! ઓ વીશ્વાસઘાતી નીશાચર ! તું કોણ ? અને ક્યાંથી આ ભયંકર ભોંયરામાં

દાખલ થવા પામી. શું તું મને ઠગવાને આવી છે ? શું તું મારૂં ચીત્ત ચોરવાને આવી છે ? શું તું મારૂં સર્વસ્વ લુંટવાને આવી છે ? તે તારૂં પહેલું સ્વરૂપ બતાવી મને બાવરી બનાવી, તને આલીંગન આપવાને, તારા ઉછરંગ ઉપર બેશવાને માટે ચો તરફથી ઘેરી લીધી હતી. તારા સ્વ-રૂપે મારા મનને તારા તરફ ખેંચી લીધું હતું. અને જે સ્વરૂપને માટે હું મોહીત પડી હતી, જે સ્વરૂપને માટે મેં મારી માતાનો તીરસ્કાર કર્યો હતો. જે સ્વરૂપને મેં મારી કાયાને અર્પણ કરી દીધી હતી, અને જે સ્વરૂપને માટે હું આ ભયંકર ભોંયરાની શીક્ષા ભોગવુંછું તે અનનલનું આવું સ્વરૂપ ! તે અનનલની આવી કદરૂપી મુર્તી ? તે મુર્તી આવી ઠગારી ? તે મુર્તી આવી કૃતધ્ની ? તે મુર્તી શું મારી સમીપ ક્ષણભર પણ ઉભી રેહેવા લાયક છે ? શું હું તે મુર્તીને વરમાલા આરોપીશ ? શું હું તે મુર્તીને ગ્રહણ કરવા લાયક છું ? હું આવી બદ સુરત મુર્તી જોતાંજ તેનો તીરસ્કાર કરીશ, તેથી તે માયા ભોંયરામાં દાખલ થઇ મારૂં હરણ કરવા આવી છે. મને છળવા આવી છે. કેવી તું દગલબાજ મુર્તી છે ! તારી દગાની બાજી બગડી ગઇ છે. તારી કપટની દોરી તુટી ગઇ છે. તારો તાંત્રીક કળાનો ખેલ ખુલ્લો થઇ ગયો છે.

જો હું તારૂં આવું કદરૂપ સ્વરૂપ જાણતી હત તો

હું કદી પણ તારી સાથે પરણુવાનો હક લઇ :આ ભયંકર ભોંયરાની ભયંકર શીક્ષા ભોગવવાને ઉન્મદ બનતજ નહીં. ગુલાબમાં બાવળનો કાંટો કદી શોભતો હશે ? કુન્દનની સાથે કથીરનો મેળ કદી મળતો હશે ? ચકોરી ચંદ્રને મુકી અન્ય તારાને ચહાશે ? સરીતા સમુદ્રનો ત્યાગ કરી અન્યનો સંગ કરવા કદી ઉન્મદ બનશે ? કાગડાનો કોટે લિલમ માણેક કદિ શોભતા હશે ? હંસીની સોંડમાં શીયાળનું કેવું. ઝટ જા ! હું તને જેવો ધારતી હતી તેવી તું મુર્તિ નિકળી હત તો હું સત્વર તારી સાથે આવવાને વાર લગાડત નહિં. જા હવે તું જા. મારી માતા જાણશે તો, તારા પ્રાણની રક્ષા હું કરી શકીશ નહિં. ઓ નિચ ! ઓ પાપી ! ! ઓ ઠગારી ! ! ! ઝટ જા. હવે હું તને જોઈ શકતો નથી. તારો તાપ જીરવી શકતી નથી. તને જોતાંજ મારી આંખમાંથી અગ્ની પ્રદીપ્ત થઇ તને બાળી નાશ કરી નાખશે. માટે ઝટ જા. ઓ ચંડાળ ઝટ જા. ઓ નિર્દય ઝટ જા. ઓ દયાહિણ ઝટ જા. ઓ ઉદ્ધત જા ! જા ! ! જા ! ! ! તારી માતા જણતી વખતે ધળી કેમ ન ગઈ ! તારે ઠેકાણે એકાદ પથ્થરની સારી મુર્તિ ઘડવામાં આવી હત તો જગતના લોક તને પુજત તો ખરા ! ચંદ્રશેખરના બીજથી તું પાકેલી નથી. પણ જંગલના પીશાચના બીજથી પાકેલી હોય એમ મને લાગે છે. માટે જા ! જા ! ! જા ! ! ! જેટલું તે મને કષ્ટ આપ્યું છે તેટલું કષ્ટ હું તને આપીશ. હું મહિલાના

પેટની હઇશ તો એક વખત તને અને તારા 'બાપને મારો હાથ બતાવીશ ! હમણા તું જા ! મારા ઘરમાં આવેલાને હું કદી પણ મારીશ નહિં, પણ તારા રાજમાં આવીને તારો ગર્વ ઉતારીશ ! માટે જા ! ઝટ જા ! ! ક્રોધનો અગ્નિ વરસાવમાં ! હાડનું લોહિ ઉકળાવમાં ! ઝટ જા ! ! !

મહિલા નગરીની પ્રજાને જાગૃત કરવી ન હોય તો ઝટ જા. નહિં માન ! મારી આજ્ઞાને ઉડાવીશ. મારો તિરસ્કાર કરવાને તું આટલી બધી હિંમત રાખે છે પાપી માન ! તું મારો ચોર છે. તું મારો અપરાધી છે. તું મારી શિક્ષાને લાયક છે. છતાં હું તને શિક્ષા કરતો નથી. જા ! મને તારા અપરાધ બદલ ઇશ્વર શિક્ષા કરશે. અહો ઇશ્વર ! તારી ઉપર મારી પુર્ણ શ્રદ્ધા હોય, હું તને પ્રેમ ભાવથી પુજતી હઉં, અને કદી પણ તારા ન્યાયને તોડયો ન હોય તો આ ચંડાળ મુર્તિનો નાશ કરી, તેને બદલે નવી મુર્તિ પ્રાપ્ત કર. કે જે જોતાં મારા મનના મનોર્થ સફલ થાય. એ મુર્તીને મારા હૈયા સાથે રાખીશ. એ મુર્તિના હું ચરણ સેવિસ. એ મુર્તિને હું મારૂં સર્વસ્વ અર્પણ કરી દઇશ.

અલકમંજરિના મુખમાંથી આ શબ્દો નિકળતાંજ કળાશુરિએ તરત પોતાના મસ્તક ઉપરથી આંગળી ઉંચકી લિધી. તે જોઈ જાદુએ પણ ઉંચકી લીધી. તેથી અલકમંજરી પાછી બેભાન બની ત્યાંજ કાચની પુતળી પરે ચોંટી ગઇ.

તે જોઇને તે ગેબી મુર્તિને કળાશુરીએ પાછી અલોપ

કરી દીધી. અને તેને ઠેકાણે શરધરને ઉભો રાખીને, પોતાનો મોહિની મંત્ર પાછો શરૂ કર્યો.

આ મોહિની મંત્રનો પ્રયોગ પાછો શરૂ થતાંજ અલકમંજરી પાછી શુદ્ધિમાં આવી અને શરધરની સામે એક દ્રષ્ટીથી જોઇ રહિ. બંનેની દૃષ્ટી એક થતાંજ અલકમંજરી મનમાં કહેવા લાગી કે, ' અહો ઇશ્વર તારી લિલા અપરમપાર છે. વાહરે જગતને માયામાં વશ કરી નટની પેઠે નૃત્ય કરાવનાર વિશ્વંભર ! આહાહા ! ! ! તારી કેવિ વિલક્ષણ ચમત્કૃતિ ! તે જોતાંજ મારા અંતરરૂપી હર્ષનો સાગર ઉભરાઈ નિકળ્યો છે. સમાવ્યો સમાય તેમ નથિ. ડબાવ્યો ડબાય તેમ નથિ. તારિ કળાનું શું વર્ણન કરૂં ! વર્ણન કરૂં એટલી મારામાં રહિ નથિ. વાહરે તારિ લહાણી ! વાહરે તારો અમોલિક પ્રસાદ ! વાહરે તારિ કરૂણા ! વાહરે તારિ પ્રિતિ !

આવિ પ્રિતિ માત પિતાનિ પણ હોતિ નથી. આવિ પ્રિતિ પ્રેમાળ મુર્તિઓનિ પણ હોતિ નથિ. આ હૃદય સ્થાનમાં જે મંગલમય મુર્તિનિ સ્થાપના કરિ હતી, અને તે પ્રેમ મુર્તિનિ અહોનિશ માળા જપતિ હતિ. તે હૃદય કમલનિ ઉપર બીરાજમાન થનારિ મનોહર અને રમણીક મુર્તિને માટે સર્વ સુખનો, સર્વ વૈભવોનો ત્યાગ કરિને આ કાળાગૃહની કઠણ વેદના વેઠતિ હતિ, અને તે પ્રેમ મુર્તિના દર્શનાર્થે આ રાક્ષુઓ રાત દીવસ ઉના પાણીના બીંદુઓ ટપકાવિ રહિ હતિ. તે મુર્તિ નિર્ખતાંજ આશાના અંકુરો બળિ

નષ્ટ થઈ ગયા હતા, અને આખુ શરિર કંપિ ઉઠયું હતુ. આ શરિરને કંપાવનાર તે ભયકર મુર્તિ મને કેમ પ્રિય લાગે, તેનામાં મારૂં ચીત્ત કેમ ચોંટે, તેને આ દેહ કેમ અર્પણ થઇ શકે, જે મને ગમી નહિં, તે તુંને કેમ ગમે જેનો મેં અંગિકાર કર્યો નહિં, તેનો તું કેમ અંગિકાર કરે જેને મેં તુચ્છકારિ કાઢયો, તેને તું કેમ તુચ્છકારિ કાઢે નહિં.

તેં મારૂં દુઃખ જોયુ છે. તે દુઃખ તને ગમ્યું નહિં, તેથિ તે દુઃખ મટાડી, મારા મનની કલ્પના, મારા મનનિ ભાવના પુર્ણ કરવા માટે, મારા લાયક, મારા મનને રિઝવે તેવો, મારા મનોર્થ સફળ કરનારો, મારા મુખચંદ્રના સમાન મારા હૃદય રૂપિ કમળને પ્રફુલ્લીત કરનાર નવિન ચંદ્રનો ઉદય કર્યો છે. તેના દર્શન કરતાં મારા સકલ દુઃખ બળિ ગયા છે. મારિ આંખમાં નવું તેજ આવ્યું છે. મારૂં શરિર કમળ સમ પ્રફુલ્લિત થયું છે. અહો ઇશ્વર ? તારો શું આભાર માનું, તારો ઉપકાર કેવિ રિતે વાળું : તું મહાન છે. તું દયાળુ છે. તું દાતાર છે. તું સર્વને દેનાર તે હું શું આપિ શકુ ?

અહો પ્રાણનાથ ! મારી આંખોના ૮. . ! મારા મસ્તકના મણી ! મારા કંઠના હિરા ! પ્રાણવલ્લભ રંગ રસીઆ ! રમણીક નટવર ! મારા અંગના ભુખણરૂપ શિર છત્ર ! હવે તમે આમ કયાં સુધી ઉભા રહેશો. હવે મારી ધીરજ રહેતી

નથી. મને એકવાર ભેટવા દો. મને એકવાર તમારા કંઠમાં મારો કર નાંખવા દો. મને એકવાર છાતી સરસી દાબી તમારા ઉછરંગ ઉપર બેસવા દો. તમે કેમ બોલતા નથી? નહીં બોલવાનું શું મુનીવ્રત ધારણ કર્યું છે. જરા બોલો. જરા હસો, જરા આંખને નચાવો. તમે ન બોલો તો, તમને મારા સમ છે; શું હું તમને ગમતી નથી. શું હું તમને પ્રીય લાગતી નથી. તમે કેમ નીર્દય થઈ ઉભા છો? આમ નમેરી થઈ મને ક્યાં સુધી તલપાવશો. જુઓ જુઓ જરા સાંભળો:—

ચુંબક ખેંચે લોહને, દીપક ચુસે તેલ,
મુર્ખ ચુસે લોહીને, એ ત્રણેનો શું મેળ.

શરધર—લે હવે તારા મનનો ભાવ પુર્ણ કર.

થોર બાવળ બોરડી, એ ત્રણે દુઃખ દેણું,
પ્રેમથી પોષો તેને, અંતે તે જીવ લેણું.

અલકમંજરી—ભણ્યા પણ ગણ્યા નહી. જો સાંભળો.

કસ્તુરી રંગે કાલી છે, ગુણનો નહીં પાર;
જાણનાર જાણે તેને, શું જાણે ગમાર.

શરધર—ત્યારે તું તારા શાસ્ત્રમાં અપુર્ણ છે. જો સાંભળ.

કોયલ સમ ન કસ્તુરી, જેનો શુદ્ધજ પ્રેમ;
આમ્રવૃક્ષ તજે નહી, ભલે નવ રહે ક્ષેમ.
કસ્તુરી બહુ ક્રોધી છે, વર્તાવે કાળો કેર;
મન બુદ્ધિ બગાડીને, ભટકાવે નીચ ઘેર.

આ બંનેને રંગ રસમાં લસ બસ બનેલા જોઇને કલાસુરીએ પોતાનો મોહીની મંત્રનો પ્રયોગ સમેલી લીધો. આ બંનેની વચ્ચે ઉડી રહેલા રંગમાં વધારે રંગ રેડવા માટે ગુણનીધીએ કહ્યું કે:—

જો કડવો હોય લીમડો, તેમાં ગુણ અનેક;
સંસારી સેવે જો તેને, ટાળે રોગ અનેક.

રમા—હીરા પારખું ઝવેરી, રોગ પારખું વૈદ;
પ્રેમ પારખું પ્રેમી, તેને વખાણે વેદ.

શરધર—પ્રેમ રસ તો રસાલ છે, જેમાં તેની વાસ;
પ્રેમી પીએ પ્રીતેથી, કરે તેનો પ્રકાશ.

મંજરી—પ્રેમ જ્યોત પ્રકાશથી, ચંદ્ર શરમાઇ જાય;
નટ નાગર રીઝીને, પ્રેમીને પ્રસન્ન થાય.

શરધર—પંથીને પંથજ વ્હાલો, પક્ષીને વ્હાલાં ઝાડ;
પ્રેમીને પ્રેમજ પ્યારો, તેજ લડાવે લાડ.

મંજરી—હું તેનેજ લાડ લડાવીશ !

શરધર—હું તેનીજ આંખો ઠારીશ !

મંજરી—હુંજ તેના કોમલ કંઠમાં કર નાંખી આલીશ !

શરધર—હુંજ તેના અધરામૃતનું પાન કરીશ !

મંજરી—હું તેને રૂદય સાથે ચાંપીશ !

શરધર—હુંજ તેના પયોધરને રમાડીશ !

મંજરી—જો જો કાળો ભ્રમરો આવી તેનો રસ પી ન જાય.

શરધર—જો તું ડરતી હોય તો.

છેઠ વેલી ન થા ઘેલી, ભેટ મન મેલી;
પા પી પ્રેમની પ્યાલી, એ અલબેલી.
મદમાતી ચલાવની, રંગ રસની રેલી;
લે ખેલ ખેલી, વેલી વેલી, ભ્રમર ભેલી.

આ સાંભળતાંજ અલકમંજરી એકદમ શરધર પાસે આવી, શરધરનો હાથ પકડવા જાય છે, તે જોઇ મહીલા વચમાં આવી ઉભી રહી. અને શરધરને કહ્યું કેઃ—

અરે ! ઠગ ! બગ બનીને, તું આવ્યો કેમ ?
મોહ જાલ પાથરીને, તેને તેં ફસાવી કેમ ?

શરધર—મદે ચઢેલા ગજને, ગામીની લાવે જેમ;
બગનું ચીત્ત ચોરીને, કામાક્ષી લાવી તેમ.

અલકમંજરી—( શરધરને આંખ મારીને ) માતાજી ! આ સરવે ખોટું છે.

મહીલા—સત્ય શું છે તે તું વીદીત કર.

અલકુ—ભ્રમર સમ સંચરીને, માર્યો મને દંખ,
શુદ્ધ બુદ્ધ વીસરાવીને, વાળ્યો આડો આંક

મહીલા—ચુપ ! બેશરમ છોકરી ! વીવેકનો ત્યાગ કરી અનર્થકારક બોલતાં તારી જીભ કેમ કપાઇ ગઇ નહીં? તેં મારો મહા અપરાધ કર્યો છે, તે મારી મ્હાન મર્યાદા લોપી છે. તું કુળદીપક કુળનો નાશ કરવા માટે નીપજી છે? અરે ! મારા નીર્ભય સ્થાનમાં મારા શત્રુની સાથે પ્રેમ રસ

પી રહી છે. તે હું કેમ સહન કરી શકીશ ? મારા ક્રોધનું બલીદાન દેવા તત્પર થાઓ.

અલકમંજરી—માતાજી ! ક્ષમા કરો ક્ષમા ! મેં તમારો અપરાધ કર્યો નથી, મેં તમારી મહાન મર્યાદા લોપી નથી. હું કુળદીપકજછું. આ નીર્ભય સ્થાનમાં નીર્ભયપણાથી નીર્ભયને મારા શરીરનું દાન દઈ ચુકીછું. તે તમારો દુશ્મન નથી, તે તમારા ધીકારને પાત્ર નથી; પણ તમારા પ્રેમને પાત્ર છે. પરીક્ષક થઇ કેમ ભુલોછો ? ચતુર થઇ કેમ વીવેકનો ત્યાગ કરોછો ? તમારા દુશ્મનનો મેં તીરસ્કાર કરી કાઢી મુકયો છે. એટલુંજ નહીં, પણ તેના રાજમાં જઇ તેનો નાસ કરવાની મેં પ્રતીજ્ઞા લીધી છે.

મહીલા—બોલ ત્યારે આ કોણ છે ?

અલકમંજરી—એ એક ઇશ્વરની વીભુતી છે.

મહીલા—તે આ નીરભય સ્થાનમાં કેમ આવવા પામી.

અલકુ—ઇશ્વર જાણે ? તેની હું જવાબદાર નથી.

શરધર—તેનો હું જવાબદારછું.

મહીલા—( શરધરને આંખ મારીને ) અદયા ચોર ! આવી ચોરી કર્ત્તા કયાંથી શીખ્યો ?

શરધર—મારા ગુરૂ ગુણનીધીને પુછો ?

મહીલા—ગુરૂ તેવા ચેલા, એમાં પુછવાનું શું હતું ! પણ અદયા ચોર ! તારી ચોરીમાં મારી મત્તા તને મળનાર નથી. કારણ કે ચોરી કર્ત્તા હું પકડાઈ ગયો છે.

શરધર—વાહરે મહીલા રાણી ! તમે પણ ઠીક ઈન-

સાફ કરવા નીકળ્યા છે. પણ તમારી મતા ઉપર તમારી સત્તા ક્યાં છે ? સત્તા હોય તો મારા હરી લીધેલા મનને પાછું અપાવોને એટલે થયું !

મહીલા—વાહરે તર્કશાસ્ત્રી ! તમે પણ ખુબ કરી !

કળાચુરી—મહીલા હવે શું જુઓ છો ? એક તાર મળી ગયો છે. એ તાર તોડતાં પણ તુટે એમ નથી.

રમા—મહાન મહીલા ! એવા સંજોગમાં અને એવા મુહુર્તમાં એ તારની ગુંથણી થઇ ગઇ છે કે તે ગુંથણી ગમે તેવી યુકતી કરવાથી પણ છુટી પડવાની નથી. માટે એ તારની ગુંથણી બહુજ ઘટ બને એવો પ્રયત્ન હવે કરો.

ગુણનીધી—અહો મહાન મહીલા ! દીર્ઘ દ્રષ્ટીવાળી ન્યાય મુર્તી ! આ સમયને અનુસરીને તમારો પ્રેમ પ્રદર્શીત કરી અમને ઉપકારી કરશો.

મહીલા—અહો વીરભદ્ર ! તમારી ઇચ્છાનુસાર વર્તવાને હું અત્યંત ઉત્કંઠીતછું. (મનમાં) ઘાટ ઘડવાને.

ગુણનીધિ—આજ ભયંકર ભોંયરામાં આ ઉભયના લગ્ન કરી આપશો.

મહીલા—શરધરની શક્તી કેટલી છે તે શક્તીની પરીક્ષા કરવાની મારી ઇચ્છા થઈ છે. તે પણ આપ પુર્ણ કરવાને આપની ઉદાર વૃતી બતાવ્યા વગર રહેશો નહીં.

ગુણનીધી—એવી તમારી શી ઇચ્છા છે. તે પ્રદર્શીત કરો. ખુશીની સાથે મારો શરધર પોતાની શક્તોની પરીક્ષા આપવાને અવશ્ય પોતાની ઉદાર વૃત્તી બતાવશે.

કુળાશુરી—મહીલા ! કહી મોરનાં છડાં ચીતરવાં પડતાં હશે ?

મહીલા—કળાશુરી ! જેના મસ્તક ઉપર તમે હાથ મુકેલો છે, તે મુર્તી જેવી તેવી હશે શું ? ( મનમાં ) હવે પછી બતાવીશ.

સરધર—મહાન મહીલા ! તમારી પરીક્ષામાં પાસ થવાને હું ઘણોજ આતુરછું. કહો ? કઇ વીદ્યાની પરીક્ષા લેવા ધારી છે.

મહીલા-બાણુ વીદ્યાની. (મનમાં) ખરો ખેલ ત્યાંજ છે.

શરધર—એ વીદ્યા તો શુરા ક્ષત્રીઓના બાપની છે. એમાં તમે શી નવાઇ કીધી.

મહીલા—એ આવતી કાળની સંધ્યાકાળે જણાઇ આવશે. હુમણા તો મારી સાથે રણુવાસમાં આવી બાકી રહેલી રાતને આનંદમાં ગુંજારો. કેમ કળાશુરી ! આ વાત તમને ગમે છે. ન ગમતી હોય તો તેવું કહેજો.

કુળાશુરી—મહીલા ! એકવાર નહીં, પણ સત્તરવાર ગમી. તારા મનની ઉમેદ પુર્ણ કરી લે.

આટલી વાત ચીત્ત થઇ રહ્યા પછી સર્વે જણો લોંયરાનો ત્યાગ કરી રણુવાસમાં પ્રવેશ કર્યો. અને બાકી રયેલા શરીરને ઘડીકની વીશ્રાંતી દેવાને સો સો પોત પોતાની સેજ ઉપર આળોટી પડયાં.

મહીલા મહા ખેલાડી હતી. તેની બુદ્ધીનો ખેલ ગુણુનીધી કે કળાશુરી જાણી શક્યા નહીં. તે જાણી અલકમંજ-

રીના અંતરમાં મ્હોટી ઝાર ઉઠી. આ ઝારથી અલકમંજરી માછલીની પેઠે તરફડીઆં મારવા લાગી. તે શરધર શું જાણી શકે ?

મહીલાના આ દુષ્ટ વીચારથી અલકમંજરીની છાતી ધડકવા લાગી, મહા ભયભીત બની ગઇ. હવે તેનું શું કરવું તેની કપટરૂપી જાલમાંથી શરધરને કેમ બચાવવો, અને પોતાની મન કામના કેમ સીદ્ધી કરવી તેના વીચારરૂપી સાગરમાં ડુબી ગઈ.

ક્ષણ પછી વીચારરૂપી સાગરમાંથી બહાર નીકળી સાવધ થઇ મનને દ્રઢ કરી પલંગ ઉપરથી નીચે ઉતરી ને શરધરની પાશે જઇને તેના ગાલ ઉપર ઝીણો ચીટયો ભર્યો.

ચીટયાની ચટક લાગતાંજ ચતુર શરધર જાગૃત થઇ સેજપર બેઠો થઇ આસપાસ જોવા લાગ્યો. અલકમંજરીને જોતાંજ શરધર તરત ઉભો થયો અને તેના કમળ સમાન હાથને પકડી તેના કોમળ કંઠમાં કર નાંખી તેના ગુલાબી ગાલનું ચુંબન કરીને ધીમે સ્વરેથી કહ્યું કે, મૃગાનેણી ! શશીલે ! કેમ તને એકલી નીંદ્રા આવી નહીં ?

અલક—પ્રાણ ! ઓ વ્હાલા પ્રાણ ! આ ઘડી પ્રેમ રસ પીવાની નથી. પણ પ્રેમ રસની કુટી જનારી કુંપીને બચાવવાની છે માટે સચેત થઇ કંઇ પણ ન બોલતાં ધીમે ધીમે મારી પાછળ ચાલ્યા આવો.

કંઈક વીઘ્ન છે, તે બીઘ્નમાંથી બચવા સારૂં અલકમંજરી મારી પાસે આવી હશે. તે ચતુર શરધર સમજી

જઇને તેની પાછળ ચાલવા લાગ્યો.

અલકમંજરી રણુવાસની અંદર આવેલી એક ગુફામાં ઉતરી. અને ત્યાં અનેક બાણો પડયાં હતાં તેમાંનાં એક બાણને બતાવીને શરધરને કહ્યું કે, ' આ બાણ ગ્રહણ કર્યા વગર તમારો જય નથી. માટે સત્વર તેને ગ્રહણ કરી મારી પાછળ ચાલ્યા આવો, આ શબ્દો સાંભળતાંજ શરધરે તે બાણને ઉઠાવીને હાથમાં ગ્રહી લીધું. તે જોઈ અલકમંજરી આગળ ચાલી એક ભવ્ય દીવાનખાનામાં દાખલ થયા. આ દીવાનખાનાના મધ્ય ભાગમાં એક વીકાળ સ્વરૂપવાળી આકૃતી ઉભી હતી, અને તે આકૃતીની આંખમાંથી લાલ અગ્ની જરી રહ્યો હતો. તે શરધરને બતાવીને કહ્યું કે, તમારા બાણથી આ કાળ સ્વરૂપ મુર્તીને વીંધી નાંખો. '

શરધરે તરત બાણથી તે મુર્તીને વીંધી નાંખીને તેના ચુરેચુરા કરી નાખ્યા.

આ મુર્તીની નીચે એક દાદરો હતો, તે દાદરા ઉપરથી ઉતરી આ બંને જણ એક બાગમાં દાખલ થયા. આ બાગની અંદર એક રમણીક મનમોહક ચીત્તવેધક બેઠક હતી, અને તે બેઠકની ઉપર એક નવ યોવના મુગ્ધા બેઠી બેઠી, મોતીની માલા પરોવતી હતી. તે શરધરને બતાવીને કહ્યું કે, અહો શરધર ! એવું બાણ ટાંકીને મારો કે, તેના હાથમાંથી મોતીની માલાના ચુરેચુરા થઈ જાય. '

તે જોતાંજ શરધરે બરાબર નજર બાંધીને એવા જોરથી બાણ ફેંકયું કે, તે મુગ્ધાના હાથમાંની મોતીની

માલાના ચુરેચુરા થઇ ગયા.

તે જોતાંજ તે મુગ્ધા ઉભી થઇ, અને ત્રણ તાલી પાડી. તે તાલીના અવાજની સાથે એક શ્યામ વર્ણની મુર્તી હાથમાં કુંચીનો ઝુંડો લઈ આવીને તે મુગ્ધાના હાથમાં આપી પાછી અલોપ થઇ ગઈ.

તે મુગ્ધા ચાવીનો ઝુંડો લઇ આગલ ચાલી, અને જે દાદરા ઉપરથી અલકમંજરી અને શરધર ઉતર્યા હતા, તે દાદરા ઉપર તે નવ યોવના મુગ્ધા ચડીને દીવાનખાનામાં દાખલ થઇને તે દીવાનખાનામાં એક બીજો ગુપ્ત દરવાજો હતો તે ઉઘાડી નાંખ્યો.

તે જોઇને આ બંને જણુ અંદર દાખલ થયા. આ બંનેને અંદર દાખલ થયેલા જોઇને તે મુગ્ધા આગલ ચાલી. અને ત્રીજા દીવાનખાનામાં દાખલ થઇને તેનો ગુપ્ત દરવાજો ઉઘાડી નાખ્યો. આ દીવાનખાનામાં ચાર કુમારીઓ ચોપટ રમી રહીઓ હતી. તે શરધરને બતાવીને કહ્યું કે, ' અહો બાવન વીર ! ચીત્ત સ્થીર કરીને એવા જોરથી બાણુ મારો કે તેની ચોપટ બાજી સોલ સોગટા સાથે ચુરેચુરા થઈ જાય.'

શરધરે ચીત્ત સ્થીર કરીને એવા જોરથી બાણુ ફેંકયું કે, તે સોગઠા સાથેની બાજીના ચુરેચુરા થઇ ગયા.

આ જોઇ તે ચારે કુમારીકાઓ ઉભી થઈ. અલકમંજરીના પગમાં પડીને વિનંતી કરી કે, ' અહો બાલા ! શી આજ્ઞા છે, તે ફરમાવો. બજાવવાને આ દાસીઓ તૈયાર છે.

અલકમંજરીએ શરધરને કહ્યું કે, ' હવે તમે આ

કુમારીકાઓને સાથે લઈ, આની અંદર આવેલા બાગમાં દાખલ થાઓ. અને તે બાગની અંદર લોહ ચુંબકના સાત તાડ ઉભા કરેલા જોશો. તે સાત તાડને આ કુમારીકાઓને હાથે તોડાવી નાખી નીચે ફેંકી દેવરાવજો. તે સાત તાડ તુટતાંજ તે બાગની ભીંત ઉડી જશે. અને તેના ભયંકર અવાજથી મહિલા જાગૃત થઈ પોતાનું વેર લેવાને તમારી સાથે યુદ્ધ કરવાને તરત પોતાના રણુવાસમાંથી બહાર પડશે. તે તમારા ઉપર તરવારનો ઘા કરે તે પહેલાં આ બાણુથી તેને ઘાયલ કરી નિચે નાખી દઇ તેના હાથમાંથી તરવાર લઇ લેજો. તમને તમારા કાર્યમાં મદદ કરવા માટે ગુણુનીધી અને કળાશુરીને પણ મોકલીશ. સાવચેત રહી કાર્ય કરજો. ડગશો નહીં. હઠશો નહીં. ઉલટથી ઉમંગથી, ધૈર્યથી, શુરથી, માથે આવેલા વીઘ્નનો નાશ કરજો. હવે હું જઈશ, મારી ચીંતા કરસો નહીં, મારે માટે નીશ્ચય રહેજો. શરધરને એટલું કહી તે ચાર કુમારીકાને કહ્યું કે, ' આ વીરભદ્રને બાગમાં લઈ જઇને તમારા તીલેશમાતી લોહ ચુંબક સાત તાડને તોડી નાખી જમીન ઉપર ફેંકી દેશો, એટલે તમારો પણ છુટકો થશે.

એટલું કહી અશકમંજરી તે નવ ચોવના સુદ્ધા સીના હાથમાંથી તીલેશમાતી તંગખાનાની ચાવીનો ઝુડો લઈને, અને તેને ત્યાં સમાવીને વીજળીના વેગની પેઠે રણુવાસમાં દાખલ થઇ પોતાની સેજમાં આલોટી પડી.

તરત તે ચારે જણીઓ શરધરને લઇને તે તીલેશ-

માવી બાગમાં દાખલ થઇ. તે તીલેસમાની સાત તાડને બતાવીને કહ્યું કે, ' અહો નંદન કુમાર ! તમે મહા ભાગ્યશાલી છો, કે તમને અલકમંજરી જેવી રતી સમાન રંભા મલી છે. સાત તાડ તોડવાથી મહીલાનો નાશ થશે, અને મહીલા નગરીની ગાદી તમને પ્રાપ્ત થશે.

સાત તાડ તુટતાની સાથેજ બાગની વજ્રની ભીંત વીજળીના કડાકા સમાન કડાકા કરી તુટી પડી.

આ ભયંકર ભીંતના કડાકાનો અવાજ ઘોર ગર્જના કરતો કરતો મહીલાના કાન ફાડી બહાર નીકળી ગયો.

આ અવાજથી મહીલા જાગી ઉઠી. મહેલ પણ જાગી ઉઠયો, અને લશ્કર પણ હથીઆર સજી મહીલાની રાહ જોતું ઉભું. મહીલા સાવધ થઇ વીકાળ સીંહણની પેઠે સ્વરૂપ ધારણ કરી, હથીઆર સજીને બોલી કે, ' રણવાસમાં મહા દગો થયો. મહા ઘાત થયો. એવો બળવાન શત્રુ રણવાસમાં કેમ દાખલ થવા પામ્યો. ચીંતા નહીં ! શત્રુ ક્યાં જનાર છે. હમણા પકડી પાડીશ. અને તેનું વેર લઈશ. હવે હું તેનું લોહી પીધા વગર રહેનાર નથી. મારો ગુપ્ત ખજાનો તે જાણી શક્યો. મારી કળાનો નાશ કરવાની યુક્તી તેને બતાવી કોણે ? તે પણ જાણીશ ! અને તેને જોઈશ કે તે મારી સન્મુખ કેટલી વાર ઠરી શકે છે. હાય ! મહીલા તારો આવો હાડવેરી કયાંથી ઉત્પન્ન થયો ? તેને મારી સત્તાનો. તેને મારા બળનો કંઈ પણ વીચાર કર્યો નહીં હોય ? શું તે એવો મહા ક્રૂર દૈત્ય હશે ? દૈત્ય હો કે કોઇ દેવ હો.

પણ એક વાર મહિલા તારૂં સ્વરૂપ તેને બતાવ ! તારી સત્તાનો ડંકો ગગડાવ ! અને તારા શત્રુના કાળજા કોરી વરૂઓને વેહેંચી આપ. તેના રૂધીરમાં તારી ભુવાનીને રંગ. એટલું કહી હાથમાં તરવાર લઈ રણુવાસમાંથી નીચે ઉતરી ગઇ.

મહિલાને નીચે ઉતરતી જાણીને અલકમંજરી તરત દોડતી કળાશુરીની પાસે આવીને કહ્યું કે, ' તમે ધીલ કરોમાં, સજ થાઓ, અને શરધરની મદદે દોડી જાઓ. મહિલાની સીદ્ધીના સાત તાડ તોડનાર તમારો પ્રીય બાળ શરધર છે. તે બાલ છે. કાચી બુદ્ધીના છે. જેણે લાખો તરવારોને જોઇ નથી તે કેમ જોઈ શકશે ? તેના ઘા કેમ ઝીલી શકશે ? મારૂં રૂદય કંપે છે. મારાં પગ ધ્રુજે છે. મારો જીવ ત્યાં છે. અને હવે ચેન પડતું નથી. મારા પ્રાણુની, મારા શીર છત્રની શી દશા થશે. તેની મહા વ્યાધીએ મને ચો તરફથી ઘેરી લીધી છે. ત્વરા કરો. મહિલા જાય તે પહેલા તમે જઇ પહોંચો. તેના હાથને મજબુત કરો. હવે હું ધીર ધરી શકતી નથી. શરધર વ્હાલા શરધર તારૂં શું થશે ? એટલું કહી અલકમંજરી મુર્છીત થઈ નીચે પડી ગઈ.

કળાશુરીએ ગુણુનીધીને આ વાતથી વાકેફ કરી બંને જણુ રણુવાસમાંથી નીચે ઉતરી મહીલાના લશ્કરની પાછળ જવા લાગ્યા.

મહિલા સમેત સર્વે લશ્કર ધરણીને ધ્રુજાવતું શરધરની નજદીક જઇ પહોંચ્યું.

પોતાની સમીપ આવતા લશ્કરને જોઈ શરધરે

પોતાના બાણુનો વરસાદ વરસાવવા મંડી પડયો.

આ બાણુની વૃષ્ટીથી લશ્કર પાછું હઠયું, તે જોઈ મહિલા આગળ વધીને લશ્કરને તુચ્છકારીને કહ્યું કે, 'અરે હિચકારાઓ એક બાણુની વૃષ્ટીથી કાયર બની કેમ પાછા હઠી જાઓછો ? આગળ વધો. તમારા પરાક્રમને બતાવી તમારા શત્રુને કાપો. તમારી સામે એવો મજબુત પહાડ ઉભો નથી. પણ એક પહાડના ન્હાના પથ્થર સરખાથી ડરી પાછી પાની કેમ ભરો છો ? વિરો આગળ વધો. જે શુરો આગળ વધી મારા શત્રુનું માથું કાપી લાવી મારા પગની નીચે નાંખશે તેને ચાર ગામ ઇનામમાં આપીશ, અને જે પાછો હઠશે તેનું માથું હું કાપી નાંખીશ.

મહિલાના આ શબ્દો સાંભળતાંજ લશ્કરમાં શુર છુટયું, અને એકદમ હુલ્લો લઇ શરધરને ઘેરી લીધો.

મહિલા શરધરને જોઇ ચકીત થઈ ગઇ. ને પોકારી ઉઠી કે, ' ઘરમાં રહી ઠીક ઘર માર્યું છે. ઘરમાં રાખ્યા તેની આ પહેરામણી કરી હશે નહીં વારૂં ? વારે ગુણનાં ભાઇ દોષ ! શું તું હવે અલકમંજરીને પરણી શકે ? શું તું હવે અલકમંજરીના દરશન કરવા પામીશ કે ? એક તરણા સરખો મેરૂ સરખાની સામે બલ બાંધીને ઉભો છે ? તેથી તું શરમાતો નથી ? ભય પામતો નથી ? તને કંપારી છુટતી નથી ? ઘાસની પેઠે કપાઇ જઇશ. સેરડીના સાંઠાની પેઠે કપાઇ જઈશ. સેરડીના સાંઠાની પેરે છુંડાઇ જઇશ, તેનો વિચાર કર, દુષ્ટ તેં મારો મહા અપરાધ કર્યો છે. તે અપ-

શત્રુનો બદલો લેવા મારી તરવાર ક્યારની તલપી રહી છે. તૈયાર થા. હવે હું તને મારી સમીપ આ ભુમી ઉપર વધારે વાર ઊભો રાખવાની ઇચ્છા રાખતી નથી. અરે પારકા બલની ઉપર થઇ થઇ થઇ શું નાચી રહ્યો છે. તે તારા બળવાન ગુણુનીધી અને કળાસુરીને પણ જીવતા રહેવા દેનાર નથી. લે મારા ઘાનો જવાબ આપ ? એટલું કહી મહુલાએ શર-ધરના માથા ઉપર તરવારનો ઘા માર્યો, તે ઘાને ચુકાવીને શરધરે કહ્યું કે, ' એ દગાખોર વિકાળ મુર્તી ! ઉપકારનો બદલો વાળવાનું ભુલી જઈ, ઉપકારીનો નાશ કરવા તત્પર થઈ હતી. તે તું કેમ ભુલી જાય છે, તારી કરણીના ફળ ચાખ. જેવું તેં વાવ્યું, તેવું તેં લણ્યું, એમાં મારો શું દોષ કાઢે છે. સેના લઇ મારી ઉપર ચઢી આવતા તને શરમ થતી નથી ? ભુમી માર્ગ આપતી હોય તો સમાઇ જાય, પણ તારૂં મુખ બતાવમાં. તારી સન્મુખ તારી આંખ જોઇ શકે તેવી રીતે અલકમંજરીને આ શરધરજ ચુંબન લેશે. તેના કોમળ કંઠમાં કર નાંખી તારા રણુવાસમાં રમણ કરશે. તારા જેવી હજારો સ્ત્રિઓ હજારો તરવારો લઇ, મારી ઉપર કાં ચઢી આવતી નથી. તેની હું જરા પણ દરકાર રાખતો નથી. જો તારા સુખનો, તારા વૈભવનો, તારા રાજનો નાશ કરાવવાની ઇચ્છા રાખતી ન હોય તો ઝટ તારી તરવાર નીચે મુકી શરધર અને શરધરની પીઠ પાછળ ઉભેલા ગુણુનીધી અને કળાસુરીના ચરણુ સેવવાને ઝુકી જા. નહીં તો એક બાણુની સાથે તારો અને તારા લશ્કરનો નાશ કરીશ.

મહીલા—બસ કર. લબારી કરવી મુકી દે. આવી જા સન્મુખ. એટલું કહી મહિલાએ પાછો શરધર ઉપર ઘા કર્યો. ઘાને પાછો ચુકાવીને શરધરે બાણુથી મહિલાને વિંધી નાખી અને તેની તરવાર છિનવીને લશ્કરની ઉપર તુટી પડયો, અને વાસની પેઠે કાપીને જમીનપર બીછાવી દીધું.

આ શુરે ચઢેલાં શુરાનું શુરાતન જોઇ મહિલા નગરીની પ્રજા ભયભીત બની ત્રાય ત્રાય પોકારવા લાગી.

રસ્તેથી કોઈ પણુ હથીયારબંધ જતાં માણુસને માર્યા વગર શરધર ન રહેતાં, સીંહુની પેઠે ગર્જના કરતો અને બાણુની વૃષ્ટી વરસાવતો નગરીમાં પેઠો.

અલકમંજરી કયારની મુર્છીત થઇ ધરણીપર ઢળી પડી હતી, તેને રમાએ શુદ્ધિમાં લાવી શરધરના પરાક્રમ સંબંધી નિચિંત બનાવી હતી.

અલકમંજરી શરધરની રાહ જોતી રણુવાસની અટારી ઉપર બેઠી હતી. એટલામાં લોહિથી ભીંજાએલા શરધરને રણુવાસમાં આવતો જોઇને અલકમંજરી તરત શરધરને ભેટવાને સામી ગઈ. બંને રણુવાસમાં ભેટી પડયાં, અને અલકમંજરી શરધરનો હાથ પકડી સ્નાન ગૃહમાં લઇ જઈ પોતાને હાથે શરધરને ન્હવરાવી અલંકારાદીક ધારણુ કરાવ્યાં.

અહીંઆં મહીલા લોહીથી તરબોલ થઇ જમીનપર પડી છે, તે જોઈ ગુણુનીધી અને કળાસુરી તેની નજદીક જઈ તેનો આસના વાસના કરવાને મંડી પડયાં.

તેના શરીરના ભાગમાંથી જતા લોહિને અટકાવીને

તેના ઘા ઉપર પાટો બાંધી તેને શુદ્ધીમાં આણી તેને પાલખીમાં બેસાડી રણુવાસમાં લઇ દાખલ થયા.

અહીંઆં શરધર અને અલકમંજરી અલંકારાદીક આભુષણો ધારણ કરી મહિલાના સિંહાસન ઉપર બેઠાં થયાં હતાં અને તેની સેવા કરવાને, તે રણુવાસની તમામ દાસીઓ તેની સમીપ હાથ જોડીને ઉભી રહિઓ હતી.

મહિલા આ જોઇને નીચું ઘાલી જઇને પોતાના બીજા દીવાનખાનામાં ગઈ. કળાશુરી અને ગુણુનિધીને કહ્યું કે, ‘ હવે તમે કંઇ પણ બોલ્યા વગર આ રણુવાસમાંથી તમને જે જોઇએ તે અને અલકમંજરીને લઇને ચાલ્યા જાઓ. હવે હું તમને વધારેવાર મારા રણુવાસમાં જોવાને રાજી નથી. જેમ જેમ તમે મારી દ્રષ્ટીએ પડતાં જશો તેમ તેમ મારો ક્રોધ વધતો જશે. એટલું કહી મહિલા પાછી આંખ વિંચી ગઇ.’

ચતુર ગુણુનીધીને તે વાત પસંદ પડવાથી તરત કળાસુરીને આંખ મારીને શરધરની પાસે આવિને શરધરને કહ્યું કે, ‘ બાળ ! હવે બહુ થયું ! તમારી પ્રિયાને લઇ આ રણુવાસને સેવટના નમસ્કાર કરી મારી સાથે આવવાને સત્વર તૈયાર થાઓ. વધુ વાર અહીંઆં રહેવામાં સારૂ નથી.’

ગુણુનીધીના વાકયો શ્રવણ કરતાંજ ઉભય જોડી સિંહાસન ઉપરથી ઉતરી ગુણુનિધિ કળાસુરિ અને રમાની સાથે રણુવાસની બહાર પડયાં. એટલામાં તેની પાછળ મહિલા સાક્ષાત જોગણીનું સ્વરૂપ ધારણ કરિને ખપ્પર અને ત્રિશુલ એક હાથમાં ગ્રહિને, બીજા હાથથી ખંજરિ વગાડતી વગા-

ડતી રણુવાસની નિચે ઉતરિ અને ગુણુનિધિના મંડલની આશપાસ ફૂરિ વળિને તેનિ ઉપર ભભુતી છાંટીને બેશુદ્ધ કરી દિધિ.

પણુ ગુણુનિધિ બેશુદ્ધ થયો નહોતો. તે તેનિ કળા જોવા માટે બે શુદ્ધ બનેલા જેવું મન રાખીને ચુપચુપ ઉભો રહયો હતો. ગુણુનિધિના મંડલને બેશુદ્ધ થયેલું જોઇ મહિલાએ પાછી બીજી ભભુતિ છાંટિ. છાંટતાંજ તે મંડલ તેની પાછળ ચાલવા લાગ્યું. ચાલતાં ચાલતાં આ મંડલ જ્યાં સાત તાડ ભાંગી ભુકો કરિ નાંખવામાં આવ્યા હતા ત્યાં આવી પહોંચ્યું.

અહિંઆં પાંચ તેલનિ કડાઇ કડકડી રહિ હતી. અને તેનિ ઉનિ ઝાળથિ તેનિ આસપાસના પક્ષિઓ બળિ ટપોટપ નિચે પડવા લાગ્યાં. આ જોઇ ગુણુનિધિએ ઝટ કમરમાંથીજ રાક્ષસના છ બાળ કાઢિને મહિલા જોઇ ન શકે તેમ અકેક બાળ સર્વેને હાથે બાંધી દિધો. મહિલા તેલનિ ઉકળતિ પાંચ કડાઇઓ પાશે જઈ, તેનિ પ્રદીક્ષણા લઇ તેને સાતવાર નમસ્કાર કરિ, તેલનિ કડાઇમાં મંત્રેલા જુવારના દાણા છાંટયા. છાંટતાની સાથે તેલનિ કડાઈમાંથી અગ્નિ પ્રગટી નિકળી. તે જોઇને ગુણુનિધિના મંડલને તેલનિ કડાઈ આગળ લઈ ગઇ. અને અકેકને પકડી તેલનિ કડાઇમાં નાંખતી ગઈ.

આ જોઇ ગુણુનિધિ કહેવા લાગ્યો:—

જ્યાં જઉં ત્યાં આવું, શું લેવું, શું રોવું;
શું કહેવું, શું કરવું, કરે તે કરવા દેવું.

ન ચિત્ત ઠરે ન મન મરે, માયાના વેગમાં તણાવું;
યોગી કહે જગ ખોટું, સીહને પછી ત્રાટકાવું.

સરપર—આ ગયું, તે ગયું, નવ કાંઇ રહ્યું;
કર્યું તે નજ કર્યું. પાણી વેગે વહ્યું.
અંજલ અહિં લાવ્યું, કાળ ઘર બતાવ્યું;
યોગી કહે જાયા તે જાશે, પછી કાલથી કાં ડરવું.

કળાચુરી—એનો આવ્યો છે આંકો, ભલે કરી લે ઝડાકો;
સીહને કરે છે ભળાપો, એ છે ક્ષણિકનો કડાકો.
હરી હશે જો સાચો, ન વળશે વાળ વાંકો;
શરણે જા તું એને, સહાય થશે તે બાંકો.

ગુણનીધી—જોયું મેં તપાસી, સાચો એક અવીનાસી;
ઉગારસે તે વીલાસી, રહ્યા રહયમાં પ્રકાસી.
ભક્તનો તે હુલ્લાસી, ખળનો તે વીનાશી;
રટો સદા સંસારી, મળશે વિશ્વ વિલાસી.

પાંચે જણુ પાંચે કડાઇમાં પડતાંજ, પાંચે કડાઇઓ ચંડીગાર થતી ગઇ, અને તેની અગ્ની ત્યાંથી નીકળી મહીલાના રણુવાસમાં પ્રવેશ કરી રણુવાસને બાલી શણુવારમાં ભસ્મ કરી નાંખ્યો. તોપણુ અગ્ની શાંત ન થતાં, નગરીમાં પ્રવેશ કરી નગરીને બાળી ભસ્મ કરી નાખવા લાગી. આ અગ્નીથી ત્રાસ પામી નગરીની પ્રજા પોતાના પ્રાણુ બચાવવા નગરીની બહાર નીકળી પડી.

આ વાત ગુણુનીધીને ન ગમવાથી ગુણુનીધીએ રાક્ષસનું સ્મર્ણ કર્યું. સ્મર્ણ કર્ત્તાની સાથે રાક્ષસ હાજર થયો.

રાક્ષસને જોતાંજ મહીલા કંપવા લાગી. રાક્ષસે ગુણનીધીના મંડળને તેલની કડાઇમાંથી બહાર કાઢીને તે ઠેકાણે મહીલાને ઉપાડી તેલની કઢાઇમાં નાંખી દેતાંજ અગ્ની પાછી ફરી મહીલાને બાળી ભસ્મ કરી નાખીને અગ્ની શાંત થઇ ગઈ. મહીલાનો ભોગ અગ્નીને આપ્યા પછી રાક્ષસે ગુણનીધીને કહ્યું કે, ' હે વરદાઈ પુત્ર ! તારો જય થાઓ ! તારા શત્રુઓનો નાશ થાઓ ! અને જે જે ઠેકાણે તું જાય અને ત્યાં તને આવા નીચ કર્મો કરનારા મળે ત્યાં તેનો તું સત્વરથી નાશ કરજે. આ મહીલા નગરીની ગાદી શરધરને સોંપ અને તેની રક્ષા કરવા માટે કળાશુરી અને રમાને તેની પાસે રહેવા દઈ તું તારૂં કાર્ય કરવાને આગળ વધ. હું હમણા શરધરના રક્ષણ માટે મહીલા નગરીની આસપાસ ફરતો રહીશ. '

શરધરનો હાથ પકડી શરધરના માથા ઉપર પોતાનો બીજો હાથ મુકીને રાક્ષસે શરધરને કહ્યું કે, ' નીભયતાથી મહીલા નગરીની ગાદી ભોગવ, અને તે નગરીને ન્યાયવંતી બનાવજે. મારો તને આશીરવાદ છે. એટલું કહી રાક્ષસે ઝટ પોતાની જટામાંથી બાલ તોડીને શરધરના હાથમાં આપીને કહ્યું કે, ' જ્યારે તને મહા દુઃખ પડે ત્યારે આ બાળમાંથી એક બાળને લઇ બાળી નાંખજે. એટલે હું આવી ઉભો રહીશ. ' એટલું કહી રાક્ષસ અંતરધ્યાન થઈ ગયો.

આ ચમત્કાર જોઈ મહીલા નગરીનાં સેનાપતીએ લસ્કરના મોટા માનથી, વાજતે ગાજતે ગુણનીધીના મંડળને નગરમાં લઈ જઈ રણવાસમાં પ્રવેશ કરાવ્યો, અને

મહીલા નગરીના કીલ્લા ઉપરથી મહીલા રાણીની ધ્વજા ઉતારીલઇ શરધરના નામની ધ્વજા ફરકાવી. વળતે દીવસે મહીલાની તમામ પ્રજાએ મલીને શરધરને મહીલાનો તાજ પહેરાવી મહીલા નગરીની ગાદી ઉપર સ્થાપીત કરી શરધરની આણ ફેરવી.

તમામ પ્રજાની સંમતીથી રાજમંત્રીએ મહા રંગ. રાગ અને ઉત્સાહુથી, તમામ પ્રજાની સમક્ષ વેદ વાણીથી શરધરની સાથે અલકમંજરીના લગ્ન કરી આપ્યા.

મહીલા નગરીના નવીન રાજા રાણીને મહીલા નગરીની તમામ પ્રજાએ પુષ્પાંજળીથી વધાવી લીધા.

આ ઉડી રહેલી રંગરેલીની વચ્ચે ગુણનીધી ઉભો થયો તેને જોઇ તમામ પ્રજાએ હર્ષની ગર્જના કરી, ગુણનીધીનો સત્કાર કર્યો.

આ સત્કારથી ગુણનીધી આનંદમયી બની શરધરને કહેવા લાગ્યો કે, ' વ્હાલા શરધર ! તારા મનના કોડ જગકર્ત્તાએ પુર્ણ કર્યા છે; તે જગ કર્ત્તાને ભુલીશ નહીં. અહોનીશ તેની પ્રાર્થના કરતો રહેજે. તારા કાર્યને પુર્ણ કરવાને આ કળાસુરીએ કાંઇ પણ કચાસ રાખી નથી તેને તું તારી માતા સમાન જાણી તેની સેવા કરજે. મહીલા નગરીની જે પ્રજા જે પ્રજા તારી સમક્ષ ઉભી છે, તે પ્રજા તરફ સમદ્રષ્ટીથી જોજે, અને તે તમામ પ્રજાની પ્રીતી સંપાદન કરવાનો તું હમેશાં પ્રયત્ન કરતા રહેજે ન્યાય એજ ધર્મ છે, સત્ય એજ પુરૂષનું ભુષણ છે. દયા એ પુરૂષનું કર્ત્તવ્ય છે. પ્રજાનું રક્ષણ કરી, પ્રજાને વીવેકી બનાવી, એ રાજકર્ત્તા

રાજાનો ખરો ધર્મ છે. તે ધર્મનો તું ત્યાગ કરીશમાં, સદાચરણી રાજાના સદવર્તનથી તેની પ્રજા પણ સદાચરણી બને છે. તે સદાચરણી રાજાની, સદાચરણી પ્રજાથી રાજની ચઢતી થાય છે. અને તે રાજની કીર્તીનો મંજુળ ઘોષ આકાશ સુધી પહોંચીને રાજના રીપુઓના કાન ફાડી નાંખે છે.

લ્યો હવે હું તમારાથી છુટો પડીશ, પણ મારા પ્રત્યેનો તમારો પ્રેમ હું ભુલી જઇશ નહીં. તમે મારી ધૈર્યરૂપી ઢાલો હતી, તમે મારી રૂદયરૂપી ચક્ષુઓ હતી. તે ધૈર્યરૂપી ઢાલો અને રૂદયરૂપી ચક્ષુઓનો ત્યાગ કરવાનો મારા રક્ષકે આજ્ઞા કરી છે તેથી હું ઘણો નીરૂપાયછું. છતાં હું સેવકને માટે તમો તજી જનો નથી. તેથી તમે ધારણા રાખજો, તમારી ધારણા તમારી ઉમેદો પુર્ણ કરવાને મારાથી બનશે તેટલું કરવાને હું ભુલી જનાર નથી. શરધર ! ઓ શરધર ! ! તું તારી બ્હેન માટે નીચીંત રહેજે ! આ પ્રાણ તેને માટે છે ! જ્યાં સુધી આ દેહમાં પ્રાણ રહેશે ત્યાં સુધી વીલાસ સુંદરીને મેળવ્યા વગર રહેનાર નથી. એકવાર તને અને તારી માતાને તેના દર્શન કરાવીશ. તે માટે તું જરા પણ દુઃખી થઇશમાં. બે વર્ષ વીત્યા બાદ તમે સર્વે માગધ દેશમાં જજો. ત્યાં હું તમને મળીશ. કળાસુરી સર્વે વાતે તું સાવધ રહી શરધરનું રક્ષણ કરજે. શરધરની જવાબદાર તું છે. શરધરને હું તારી પાસેથી માગીશ. તારી ઉપર મારો પુર્ણ વીશ્વાસ છે. તું સર્વે વાતે નીપુણ છે. તું સર્વે વાતે શરધરનું રક્ષણ કરવાને સમર્થ છે. તે તારા સમર્થને દીપાવજે. ગુણુનીધી તારો ગુણ કદી ભુલી જનાર નથી. ગુણ-

નીધી ગુણુનો ચોર નથી. હવે તમે મને વધુ વાર ન રોકતાં આગળ વધવાની રજા દેશો.

**શરધર**—શું કરૂં ! હું બહુ લાચારછું ! આ રાજની પણ મને તમા નથી ! આ રાજના વૈભવની પણ મને પરવા નથી. આ રાજના સુખ કર્ત્તા તમારી સાથે ફરવામાં હું વધારે સુખ માનું છું. પણ મારો ઈલાજ નથી. તમારા રક્ષકની આજ્ઞા લોપી શકાતી નથી ! નહીં તો તમને એકલા કદી પણ જવા દેત નહીં. તમારો વીયોગ હું સહન કરી શકીશ નહીં ! તમારો પ્યાર મને હર ઘડી સંતાપ્યા કરશે ! તમારો પ્રેમ મને વારંવાર પજવ્યા કરશે ! આપની પ્રેમ મુર્તીના દર્શનના લાભ વગર મારો દીવસ કેમ જશે ! મારી ઉપર તમારો કેવો અગાધ પ્રેમ છે તે પ્રેમની પરીક્ષા મેં કરી લીધી છે. તમારા જેવા પ્રેમી પુરૂષો આ જગતમાં થોડા હશે. તમારા બોધને હું કદી ભુલી જનાર નથી. તમારા બોધને મારા અંતરમાં ઓળખી લીધો છે. તે બોધનો હું નીરંતર પાઠ કરીશ. તે માટે તમે નીચીંત રહેજો. તમારા કાર્યમાં ઇશ્વર તમને જય આપે એવી ઇશ્વર પ્રત્યે મારી પ્રાર્થના છે.

**કુળાશુરી**—અહો ! મહા બુદ્ધીવાન ! ચતુર ગુણુનીધી ! દુખને સહન કરનારા અને દુખમાં ઇશ્વર ઉપર પ્રેમ રાખનાર, સત્યને વળગી રહેનાર, શતરૂને સમાન ગણી, અભય વચન આપનાર, તમને ધન્ય છે. તમારા શું વખાણુ કરૂં ! વખાણુ કરવામાં મારામાં શક્તી નથી. હું એક તરણા સરખીછું. તમારા ચર્ણની રજછું. તમારા સંગથી મારા પાતકોનો નાશ થયો છે. મારી બુદ્ધી પ્રફુલ્લીત થઇ છે. તમે

દુખી થતાં બીજાને દુઃખ દીધું નથી, અને દુઃખના જબર બોજાથી તમે બીજાઓનું અપમાન કર્યું નથી એ શું થોડી આશ્ચર્યની વાત છે ? એ તો તમારા જેવા ધીર પુરૂષોજ સહન કરી શકે છે. તમારા વીયોગથી મારા મનને મહા દુઃખ ઉત્પન્ન થયું છે. તમારા વીયોગથી માગ દીવસો જવા કઠીણ છે. પણ તેમાં સર્વે લાચાર છીએ. એટલે સું કરીએ.

તમારી આજ્ઞાથી અમે માગધ દેશમાં જશું, અને તમે કળાધરને મારી વીલાસ સુંદરીને અને બીજી બાળાઓને તેડવી, માગધદેશમાં આવજો. એજ અમારી માગણી છે. જેવો તમે અમારી ઉપર પ્રેમ રાખો છો તેવો પ્રેમ સદા રાખજો. ખુશીથી પધારો. કાર્ય સફલ કરો. તમારો જય છે.

શરધરે પુષ્કળ ધન ગુણનીધીને અર્પણ કર્યું, અને લશ્કરના માન સાથે વાજતે ગાજતે ગુણનીધીને વળાવવા નગરીની બહાર નીકળ્યા.

આ મંડળ ફરતું ફરતું સમુદ્ર કાંઠા ઉપર આવ્યું, તે જોઇ વહાણવાળાએ વહાણની કાંઠી ઉપર વાવટો ઉરાડયો. ગુણનીધી શરધરને આશીરવાદ આપી વહાણ ઉપર ચઢયો. તે જોતાંજ શરધરના લશ્કરે હથીયાર નમાવી માન આપ્યું. વહાણ ઉપડી ગયું. તે જોઈ શરધર પાછો ફર્યો અને પોતાના મ્હેલમાં દાખલ થયો. **સમાપ્ત.**

---